# વ્હેમનો વિનાશ

અને

# સત્યનો ઉદય.

ભાગ ૨ જો.



કર્તા.

મંગળજી હરજીવન ચીતલીઆ.

॥ ॐ ॥

श्री "अ, सी, आ, ऊ, साय, नमः"

श्री

# વ્હેમનો વિનાશ અને સત્યનો ઉદય.

## ભાગ બીજો.

લેખક અને પ્રકાશક:


મંગળજી હરજીવન ચીતલીઆ, રે. રાજકોટ.

હાલ—માંગરોળ બંદર.


(સત્યપ્રકાશ ભા. ૧-૨, રાગદ્વેષનું સ્વરૂપ, મનહરમાળા, સંવાદોવાળું સામાયિકસૂત્ર, પ્રતિક્રમણ સંવાદો સહીત, ઈત્યાદિના કર્તા.)


વીર સંવત ૨૪૫૪. વિક્રમ સંવત ૧૯૮૪.

પ્રત ૧૦૦૦. આવૃતી ૧ લી.

અમદાવાદ કાલુપુર ટંકશાળમાં આવેલા 'શ્રી લક્ષ્મી પ્રીન્ટીંગ પ્રેસ'માં શા. મણીલાલ ઉગરચંદે છાપી.

કિમ્મત રૂા. ૧-૦-૦.

# અર્પણ પત્રિકા.

શ્રીયુત સેવાપ્રેમી સુજ્ઞ મહાશયશ્રી,

શે. શા. ગુલાબચંદ આણંદજી બાબુ સાહેબ.

રે. માંગરોળ. હાલ કલકત્તા.

આપ માનવ ધર્મની યોગ્ય કીમત સમજી, જનતાનાં દુઃખો ટાળવા માટે અહરનિશ તૈયાર રહો છો; સાધનહીન દુઃખી આત્માઓનાં અશ્રુઓ લુછી, પારમાર્થિક કાર્યોમાં બનતો આત્મભોગ આપવા માટે, જીવનની સાચી લાણુ માણી રહ્યા છો; અને કર્તવ્યક્ષેત્રનું યોગ્ય પોશણુ કરી, તેમાંના સદ્‌ગુણોરૂપી મધૂર ફળો ચાખવામાટે, યોગ્ય પાત્રતા સ્વીકારી રહ્યા છો. તેથી આકર્ષાઇ આ નાનો પણ ઉપયોગી ગ્રંથ હું આપને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

લી. હું છું આપનો રૂણાનુબંધી;

સેવક,

મંગળજી હરજીવન ચીતલીઆ.

# આભાર પત્રિકા.

શ્રીમાન્ મહાશય શ્રી,

**શે. શા. જેચંદ હરજીવન બાબુ સાહેબ.**

મુ. માંગરોળ.

આપનાં હૃદય પ્રદેશમાં સેવાની ધગસ છે; આપની રહેણી કહેણીમાં સત્યનો પ્રકાશ છે; આપનું સાદું ને સરળ જીવન અન્યને બોધપ્રદ છે; ઘણાં વણિક બંધુઓને આપે રસ્તે ચડાવ્યા છે; મહાજનશ્રીનાં ઑ૦ સેક્રેટરી તરીકે આપ જનતાનું કલ્યાણ સાધી રહ્યા છો; સ્થા૦ શ્રી જૈન સંઘનાં પ્રમુખ તરીકે આપ સેવાનો યોગ્ય ફાળો અર્પિ રહ્યા છો; શ્રીમાળી વણીક દવાખાનાનાં ઓ૦ એજંટ તરીકે આપ અન્યનું ભલું કરવામાં તનતોડ મહેનત ઉઠાવી રહ્યા છો; સિત્તેર વર્ષની જઇફ અવસ્થાએ પહોંચ્યા છતાં, હજી આપ પ્રોત્સાહી જીવન ગુજારી રહ્યા છો; ઈત્યાદિ આપનાં અનેક સદ્ગુણોનું રમ્ય દ્રષ્ય, વર્ષોના અનુભવ બાદ મને ઘણું ઉપયોગી થઇ શકયું છે. અને તેથી આકર્ષાઇ એક માંગરોળ શહેરની વ્યકિત તરીકે, હું આપનો અંતઃકરણ પુર્વક આભાર માનું છું.

લી. હું છું. આપનો કૃપાકાંક્ષી,

**મંગળજી હરજીવન ચીતલીઆ.**

-નિશ્ચયાત્મક વિચારો નું-

::: એક પ્રતિબિંબ. :::

સત્ય ની પ્રતિભા પાસે કોઈપણ

ભયાનક વસ્તુ ટકી

શકે નહિં.

લી. કર્તા.



# પ્રસ્તાવના.

હાલના વિચાર પ્રગતિના જમાનામાં કેવળ અંધશ્રદ્ધાને આધીન થઈ, કોઈપણ જાતની વર્તણુંક ગુજારવી; એ હવે આપણને કોઈપણ રીતે પાલવી શકે તેમ નથી. આપણી આસપાસ બનતા અનેક વિધ બનાવો, કયા કયા કારણોને આભારી છે, એ વિવેક દ્રષ્ટિથી હવે આપણે જોઈ લેવું પડશે. અનુભવ એમ કહે છે કે,-**કાર્યપદ્ધતિ; જાત મહેનત;** અને **સંપુર્ણ ધૈર્યતાને** જો આપણે માર્ગદર્શક તરીકે સ્વીકારીશું, તો જરૂર ઉકત બનાવોના દરેક કારણો આપણી સન્મુખ ખડા થશે. એ નિર્વીવાદ છે.

જ્યારે તે કારણો આપણી સન્મુખ ખડા થશે; ત્યારે તે કારણોમાં કેટલું સત્ય અને કેટલું અસત્ય છે, તે આપોઆપ આપણને જોવાઈ જશે. અને અસત્ય તત્વથી જગત અત્યારે કેટલું ધવાઈ રહ્યું છે, તે પણ જોવા માટે આપણે ભાગ્યશાળી થશું. પરિણામ એ આવશે કે, અનેક પ્રાણીઓની થતી પ્રાણ હાની આપણે બચાવી શકીશું. આ શું ઓછું પુણ્ય છે?

આટલું થયા પછી આપણે જે જગતમાં રહીએ છીએ; તે જગતના પોશક અર્થે આપણે આપણાં **વિચાર, વાણી,** ને **વર્તનનું** સ્વતંત્ર વાતાવરણ ઉભું કરવું જોઈએ. જગત આપણી તે શકિત ઝીલી શકે, તેના માટેનાં દરેક સાધનો જો આપણે ઉભા કરતાં શિખીશું, તો મને વિશ્વાસ છે કે, તેનાં અવનવાં ફળો મોડાવેલા પણ આપણે જરૂર મેળવી શકીશું.

બાળપણની આપણી નિર્દોષતાપર અત્યારે દોશીતપણાની જે તલવાર લટકી રહી છે, તેનું કારણ આપણી ઉક્ત સ્વતંત્ર શક્તિને ક્ષય નામનો **કીડો** લાગુ પડેલો છે. આ ક્ષતી પહોંચવાનાં અનેક કારણો છે. જેમાંનું ખાસ કારણ એજ છે કે.—નાનપણથીજ આપણને આપણાં રક્ષીતોએ અયોગ્ય વિચાર મંડળમાં જાણે અજાણે ફેંકી દીધા છે. બાઘડો આવ્યો; બાવો પકડી જશે; ભુત આવ્યું; ડાકણ ખાઇ જશે; ઇત્યાદિ ખોટા વ્હેમી ભયાનક વિચારો, તે રક્ષિતોએ આપણાં હ્રદય પ્રદેશમાં દાખલ કરી આપણું નિર્મળ અંતઃકરણ એવું તો ભેદી નાખ્યું છે કે. પુનઃ તે નિર્દોષતા પ્રાપ્ત થવી એ ઘણું કઠીન કામ છે.

સ્વાભાવિક રીતે જેના રક્ષાતો—પછી ભલે તે તેના માબાપો, શિક્ષકો, ધર્મગુરૂઓ, કે સહવાસીયો હોય; પણ તે જેવા આચાર વિચારનાં હોય, તેવાજ તેના ચાલ્યા આવતા સંસ્કારોથી તેવીજ પ્રજા ઘડાવા પામે છે. આથી ઉગતી પ્રજાનું નિર્દોશ અંતઃકરણ ભેદાય છે. ભેદાએલું —છેદાએલું અંતઃકરણ અજ્ઞાન, અવિશ્વાસ, અયોગ્યતા, વિકારોની ઉત્પત્તિ, ડરપોકપણું, અને વ્હેમી વિચારોને સ્વિકારી લીએ; તેમાં શું આશ્ચર્ય?

વિચાર, વાણી, ને વર્તનમાં અસત્યતા; રહેણી કહેણી, રીત ભાત, ને રમ્યકતામાં કડવાસ; અને સહનશિલતા, સદ્દગુણ, ને સૌજન્યતામાં જુઠાણું, એ વિગેરે જે કાંઇ અત્યારે દ્રષ્ટિગોચર થાય છે, એ બધું એ ભગ્ન અંતઃકરણનેજ આભારી છે.

પોતાનાં હાથે ઝેરી વૃક્ષોને રોપવા, પોશવા, ને ઉછેરવા; અને તેનાં ઝેરી ફળોનો સ્વાદ પોતાની સાથે જગતને પણ આપવો, એ હિંસક ભાવ શું સ્તુત્ય ગણી શકાય ખરો કે?

દરેક અનિવાર્ય સંયોગોમાંથી સત્ય તારવી લેવું; તોજ જીવન ઉચ્ચ બની શકે. નિચેની ભુમીકામાંથી ઉંચેની ભુમીકામાં પ્રવેશ કરવો; એટલે ભય નામની વસ્તુ ત્યાં ટકી શકવા પામેજ નહીં. પછી તે ભય "**ભુતાવળી**" ભય હોય તો પણ શું?

જગત્ આજે ભ્રમણામાં ભુલું પડયું છે. બીજાને સતાવી પોતે સુખની ઇચ્છા રાખે છે. શું કર્મનો કાયદો તેને છોડી દેશે ખરો કે? બીજા દુઃખ પામે તેનું કાંઇ નહિં. હું કેમ સુખ પામું; બસ એજ ભાવના ભયની જન્મદાતા છે.

આજ ભયનાં કારણે જનતા અત્યારે ભિન્ન ભિન્ન પ્રકારનાં વ્હેમોથી જકડાઇ રહી છે. તાવ આવે તો કોઇની નજર પડયાનો વ્હેમ; માથું દુઃખે તો કોઇએ મુઠ નાખ્યાનો વ્હેમ; છાતી દુઃખે તો કોઇ ડાકીણીનો વ્હેમ, અશક્તિ જણાય તો કોઇ ચુડેલનો વ્હેમ, બદહજમી જણાય તો કોઇ કામણ ટુમણનો વ્હેમ; ભ્રમીત દશા લાગે તો કોઇ મંત્રાદિનો વ્હેમ; કમજીયાત જણાય તો કોઇ દોરા, ધાગાનો વ્હેમ; પેટમાં પિડા ઉપડે તો કોઇ જોગી ભુવાનો વ્હેમ; ભયંકર માંદગી લાગુ પડે તો કોઇ દેવી દેવલાનો વ્હેમ; ખોરાક લેતી વખતે કોઇ ભિક્ષુકાદિનો વ્હેમ; સ્વાદિષ્ટ પિણાં વખતે કોઇ કંગાલીયતનો વ્હેમ; શણગાર ધારણ કરતી વખતે કોઇ ફકીર ફકરાનો વ્હેમ; અને ઘર બહાર પ્રવેશ કરતી વખતે કોઇ વિધવા દર્શનનો વ્હેમ. ઇત્યાદિ વ્હેમોનું અસહ્ય બંધન અત્યારે જનતાને ભારે ચિંતા ઉપજાવી રહ્યું છે.

"**याद्रसी भावनां यस्य सिद्धो भॅवती ताद्रसी.**" જેવી જેની ભાવનાં, તેવું તેનું ફળ. આપણે જ્યારે જંગલી હતા; ત્યારે

આપણી પાસે '**રાજા**' નામની વ્યક્તિએ જે સુધારાની સંસ્કૃતી રજુ કરી, એજ સંસ્કૃતીએ આપણું ખરૂં સત્વ ચુસી લીધું. **બ્રહ્મચર્ય, સત્ય**, અને **તપોમય જીવનને** બદલે **નિ:સત્વતા** ત્યાં દાખલ થઇ. આથી પરિણામ એ આવ્યું કે,-આપણે આપણાં પડછાયાથી ડરવા લાગ્યા. આ પડછાયાને,-આપણાં વિચારોનાં ગર્ભપ્રદેશમાંથી પેદા થએલ આ પડછાયાને, આપણે ભયંકર સ્વરૂગ આપી, તેને ભુતાદિક સંજ્ઞા વડે આપણે સંબોધવા લાગ્યા. બસ ત્યારથીજ આપણે આપણું જીવન **કીડારૂપ** બનાવી દીધું.

ભુત એટલે શું, પ્રેત એટલે શું, પિસાચ એટલે શું, ડાકીણી એટલે શું, અને ચુડેલ એટલે શું. એ આપણે જોવું હોય તો આપણે સમજી લેવું જોઇએ કે; ભુત એટલે આપણાં ખુની વિચારોનું પ્રતિબિંબ; પ્રેત એટલે આપણાં પતિત જીવનનો ઓળો; પિસાચ એટલે આપણી મલીન ક્રિયાત્મ શક્તિનો પડછાંયો; ડાકીણી એટલે આપણી જીવન ભ્રષ્ટતાનું ભયાનક ચિત્ર; અને ચુડેલ એટલે આપણાં નિરસ જીવનની ચીંતાજનક દશાનો એક કાળો નમુનો. એમ જો આપણે સમજી લઇએ તો હું ધારૂં છું કે-સ્વાર્થાંધાની પોપ લીલાનો પડદો વધુ વખત નભી શકવા પામે નહીં.

ભય નામની વસ્તુ નબળા પાસે ટકી શકે; સબળા પાસે તેને ઉભા રહેવાનું પણ સ્થાન નથી. આપણા ઘટમાં અને ઘરમાં કેટલી ભયાનક વસ્તુ છે; તેનો વિચાર આપણેજ કરી લેવાનો છે.

હું જેના જેના સહવાસમાં આવ્યો છું; તેની પાસે વ્હેમ નામની વસ્તુ એક નહીં તો બીજા સ્વરૂપમાં પણ હું અનેકવાર જોઇ શકયો

છું; અને તેથી આધુનિક જનતા કયાં જઇ અટકશે; એમ મને વારંવાર લાગી આવવાથી, મારે આ પુસ્તકની હયાતી સ્વિકારવી પડી છે.

આ પુસ્તકનો પ્રથમ ભાગ જનતાને રૂચીકર થઈ પડવાથી, અને બીજા ભાગની વારંવાર માગણીઓ આવવાથી, આજે ઘણાં લાંબા સમયે આ પુસ્તક હું જનતા સમક્ષ મુકવા ભાગ્યશાળી થયો છું. એ જાણી મને સહર્ષ આનંદ થાય છે.

આ પુસ્તકનાં વાંચન, મનન, અને નિદીધ્યાયાસન વડે. વ્હેમાદિક પ્રવૃતિથી નિવૃત થવા માટેની જો કોઇપણ વ્યકિતને અભિરૂચી-સંકલ્પ થશે, તો હું મારા આ પ્રયાસને ધન્ય માનીશ.

અંતમાં જેને જેને આવા દુ:ખમય પ્રસંગો સાંપડયા હોય, તેને સત્ય જાણવાની જો આતુરતા હશે તો, આ સેવક તેની સાથે જ્ઞાનચર્ચા કરવા ઘણો ખુશી છે. ટુંકામાં એટલુંજ કે, સત્યની પ્રતિભા પાસે કોઇપણ ભયાનક વસ્તુ ટકી શકેજ નહીં. આ ચોકસ વાત છે.

આ પુસ્તકમાંનુ કોઇપણ લખાણ કોઇ અમુક વ્યકિતને ઉદ્દેશી લખાણું નથી; પરંતુ સમસ્ત જનતાને ઉદ્દેશી લખાણું છે.

આ પુસ્તકને જાહેરમાં મુકવા માટે જે જે મહાશયોએ, મને અગાઉથી યોગ્ય સરળતા કરી આપી, જે જે સારી પ્રતો ભરી-ભરાવી આપી છે; તેને માટે હું તે સર્વે મહાશયોનો ખાસ અંતઃકરણ પુર્વક ઉપકાર માનું છું.

લી૦

**મંગળજી હરજીવન ચીતલીઆ.**

---

૧૪૨૭૮

## અમોએ લખેલ પુસ્તકો પૈકીનાં, "સામાયિક સૂત્ર અર્થ સંવાદો સહિત," અને "પ્રતિક્રમણ સૂત્ર અર્થ સંવાદો સહિત," એ બન્ને પુસ્તકો માટે જાહેર પત્રો અને વિદ્વાનોએ આપેલા થોડાએક અભિપ્રાયો.



"**શ્રી સ્થાનકવાસી જૈન,**" પાક્ષિક પત્ર. વર્ષ ૪ થું; અંક ૮ મો. સંવત ૧૯૮૨ જુન સને ૧૯૨૬. જણાવે છે કે,—

શ્રી સામાયિક સૂત્ર અર્થ સંવાદો સહીત; તથા પ્રતિક્રમણસૂત્ર અર્થ સંવાદો સહિત. લેખક અને પ્રકાશક મંગળજી હરજીવન ચિતળીઆ. જૈનશાળા શિક્ષક–માંગરોળ. સામાયિકસૂત્રની કિં. ૦–૧–૦; અને પ્રતિક્રમણસૂત્રની કિં. ૦–૬–૦.

ભાઇ ચિતળીઆ આપણી કોમનાં ઉગતા સારા લેખક છે. જૈન શાળા શિક્ષક તરીકેનો ઘણાં વર્ષોનો સારો અનુભવ ધરાવે છે. વિદ્યાર્થીઓને ધાર્મિક શિક્ષણ સંપાદન કરવામાં કેવા પ્રકારની મુશ્કેલીઓ નડે છે; તેનો અનુભવ સારો હોય તેમ જણાય છે, આ સામાયિક અને પ્રતિક્રમણ સૂત્રમાં સંવાદોની નવી શૈલી દાખલ કરી છે. દરેક પાઠને અંતે અકેક સંવાદ મુકયો છે. આ સંવાદથી દરેક પાઠનો હેતુ, મતલબ બહુ સરળતાથી સમજી શકાય છે. હાલમાં વાંચનમાળાની સિરીઝ સબંધે ઉહાપોહ થઇ રહ્યો છે. અને તે તૈયાર કરવામાં સત્તા અવધાની, કવિવર્ય વિગેરેનાં નામો સૂચવાય છે. અને આપણને હજુ મોટા ગણાતા નામોનો મિથ્યા મોહ છે. વાંચનમાળાની સિરીઝ તો વિદ્યાર્થિઓની સાથે રહી, એમની મુશ્કેલી સમજી શકે એવા હાથે

તૈયાર થવા પામે તો વધુ સફળતા મળે. અને તેમાં ભાઇ ચિતળીઆ જેવા ઉત્સાહી અને ધાર્મિક શિક્ષણમાં રસ લેનારા ભાઇને યોગ્ય ઉત્તેજન આપી તૈયાર કરવામાં આવે તો ભવિષ્યમાં ઉપયોગી થઇ પડે.

બધા સંવાદો વાંચી જોયા છે. વિદ્યાર્થિઓને ઉપયોગી, સાદા, સરળ, અને મનોરંજક છે.

---

શ્રી સ્થાનકવાસી જૈન કોન્ફરન્સ ઑફીસની માલીકીનું સમાહીક પત્ર "**જૈન પ્રકાસ**" વર્ષ ૧૩ મુ. અંક ૩૭ મો. તા. ૧૮-૮-૨૬ જણાવે છે કે—

સામાયિકવ્રત કિં. ૦-૧-૦; અને પ્રતિક્રમણસૂત્ર કિં. ૦-૬-૦ લેખક, અને પ્રકાશક; મંગળજી હરજીવન ચીનલીઆ.

આમાં વિશેષતા એ છે કે, દરેક પાઠોની નિચે સંવાદો મુકેલા છે, સંવાદોથી બાળકોનાં હૃદયમાં સારી શ્રદ્ધા બેસી જાય છે. એટલે સંવાદોવાળાં પુસ્તકો આદર્ણિય છે.

---

શ્રીમાન આચાર્યશ્રી ૧૦૦૮ **શ્રી લવજી સ્વામી** (લીંબડી સંપ્રદાય)ના શિષ્ય પ્રસિદ્ધ વક્તા શ્રી જેઠમલજી સ્વામી સં. ૧૯૮૩ ના શ્રાવણ સુદ ૩ શુક્રવારને રોજ રામપુરાથી લખે છે કે,—

**માસ્તર મંગળજી હરજીવન ચિતળીઆ** મુ. **માંગરોળ.**

**મહાશય?**

તમારા તરફથી ચોપડીયો બે પૈકી એક પડિકમણાની અને એક સામાયિકની એમ બન્ને સાથે અભિપ્રાયાર્થે મળ્યા જે સહર્ષ સ્વિકાર-

વામાં આવ્યા. મનન કરતાં ઉક્ત પુસ્તકમાં વિશેષ સાથે નૂતનતા જોવામાં આવી કે તેમાં ગમતની સાથે જ્ઞાન આપે તેવી શૈલી યુક્ત સંવાદો દરેક આવશ્યક અને પાઠનાં અંતે દાખલ કરવામાં આવ્યા છે. જે સંવાદોદ્વારા પુસ્તકના સાર અને તેની ખરી જરૂરીઆત સાથે આવશ્યક ધર્મનું ખરૂં ભાન થાય છે. આજકાલ મોટો ભાગ પોતે શું બોલે છે ? તે અર્થનાં અભાવે માત્ર પોપટીયા જ્ઞાનની માફક ફોનોગ્રાફ ની પેઠે બોલી જાય છે. કિન્તુ તાત્પર્યથી અનાભિજ્ઞ હોવાથી તેને કિંવા શ્રવણ કરનાર શ્રોતાને તેમાં જોઈએ તેવો રસ આવતો નથી તેથી અર્થ શિખવા સાથે આ નવી પદ્ધતિથી બાલકોને શિક્ષણ આપવામાં આવે તો જરૂર કંટાળ્યા વિના જ્ઞાન મળશે. સંવાદોની શૈલી પશ્ચિમના વાતાવરણમાંથી ઉદ્‌ભવી છે. અને તેનું પૂર્વની પ્રજાએ એટલે આપણે અનુકરણ કર્યું છે. દરેક વિષયમાં દરેક માન તે પ્રજા ખાટી જાય છે. આપણા નસીબમાં કેમ જાણે સર્જ્યુંજ નહોય ? રેસીટેશનની પ્રથમ શરૂઆત આપણી સમાજમાં પંડીતરાજ, કવિવર્ય, પ્રસિદ્ધ સમર્થ વકત્તા નાનચંદ્રજી સ્વામીએ કરી સમાજને ખરો રસ ચખાડયો. ત્યારપછી તેનું અનુકરણ કવચિત્ કવચિત્ થતું અવલોકવામાં આવે છે. પરંતુ આવી રીતે સામાયિક પડિકમણાની સાથે તેના સાર રૂપે ગુંથેલી સંવાદો ની સંકલનાં આજે પહેલ વહેલી જ જોવામાં આવે છે, જે જોઈ ઘણોજ આનંદ થાય છે. અને તેનો સવિશેષ પ્રચાર થવા સાથે દરેક જૈનશાળા છુટથી તેનો લાભ લીયે તેમ અમો ઇચ્છિએ છીએ.

સુજ્ઞેષુ કિંબહુના,

**જૈનાચાર્ય શ્રીમાન્ લવજી સ્વામીના** હુકમથી

મુનીશ્રી જેઠમલજી.

---

શ્રીમાન્ યોગનિષ્ટ મુનિ મહારાજ **શ્રી ગીરધરલાલજી સ્વામી** ( ગો. સં. ) ધ્રોળથી સં. ૧૯૮૩ ના ભાદરવા સુદ ૧૧ શનીવારને રોજ લખે છે કે—

તમારા તરફથી સામાયિક અર્થ સંવાદોવાળુ પુસ્તક એક તથા પ્રતિક્રમણ સવાદોવાળુ પુસ્તક એમ બે પુસ્તકો અભિપ્રાય અર્થે મળ્યા. આ પુસ્તકોનાં દરેક સંવાદો ઘણીજ સારી શૈલીથી લખાએલ છે. અને તેથી બાળકોને સારૂં જ્ઞાન ગમતની સાથે મળી શકે તેમ છે. ગોખણીયા જ્ઞાન કરતાં આવી શૈલીથી બાળકોને જ્ઞાન આપવામાં આવે તો વધારે પ્રકાશ થવા પામે. સંવાદોની શૈલી એવી તો અનુભવ જ્ઞાનથી રચવામાં આવેલ છે કે બાળકો તો શું પણ દરેક મોટી ઉમરના શ્રાવક શ્રાવિકાને પણ ઉપયોગી છે. તે વાંચવાથી સમજી શકાય છે. અહીંની જૈનશાળામાં તમારા તે પુસ્તકો પૈકીનાં થોડા સંવાદો બાળકોએ તૈયાર કરી ભજવી બતાવેલ છે.

---

શ્રીમાન્ જ્ઞાન દર્શન પ્રતિપન્ન **મુનિશ્રી માણેકચંદજી સ્વામી** ( બોટાદ સંપ્રદાય ) ધ્રાંગધ્રેથી તા. ૮–૯–૨૬ ને રોજ લખી જણાવે છે કે—

સામાયિક અર્થ સંવાદોવાળી, અને પ્રતિક્રમણ અર્થ સંવાદોવાળી એમ બે પ્રત મળી. આ બુકો ઘણી સારી તેમજ નાનાં બાળકોને તેમજ સામાયીક પડિકમણાનાં અભ્યાસીઓને બહુજ ઉપયોગી અને ઘણું જ્ઞાન સંપાદન કરાવે તેવી છે કારણ કે પ્રશ્નો તથા જવાબથી બુદ્ધિ ખીલે તેવું હોઈ અભ્યાસ પણ સહેલાઇથી થોડા વખતમાં થઇ જવા પણું છે.

---

સ્વર્ગસ્થ પ્રસિદ્ધ વક્તા **મુનિ મહારાજશ્રી નાગજી સ્વામી** કચ્છ-માંડવીથી તા. ૨૩-૮-૨૬ ને રોજ લખે છે કે—

તમારા તરફથી અભિપ્રાય અર્થે આવેલા સામાયીક અને પ્રતિક્રમણની એમ બે પ્રતો મળી છે. તેમાંના દરેક સંવાદો બહુ સારા છે. આ દરેક સંવાદો જ્યાં જ્યાં જૈનશાળા અને કન્યાશાળા હોય ત્યાં ત્યાં વધારે ઉપયોગી છે.

---

પ્રસિદ્ધ લેખક **મુનિશ્રી આંબાજી સ્વામી** (ગોંડલ સંપ્રદાય) પોરબંદરથી તા. ૪-૮-૨૬ ને રોજ લખે છે કે—

સામાયીક અને પ્રતિક્રમણ ચોપડીયો મળી. આપે તે ખાતર સારો પ્રયાસ કરેલો છે. જૈનધર્માનુયાયીઓને વધારે ઉપયોગી છે.

---

**રા. રા. રાવસાહેબ ઠાકરસી મકનજી ઘીયા** જુનાગઢથી તા. ૨૦-૮-૨૬ ને રોજ લખે છે કે—

તમારી સામાયક તથા પ્રતીક્રમણની બુકો બે અર્થ તથા સંવાદોવાળી મળી છે. તે બુકો નાનાં બાળકોને જૈનશાળામા વાપરવા ઘણીજ ઉપયોગી છે. અને ઘણીજ સારી છે.

---

સ્વર્ગસ્થ ઉત્સાહી બંધુ **વનીચંદ પોપટભાઈ** દફતરી. મોરબીથી તા. ૨૪-૮-૨૬ ને રોજ લખે છે કે,—

તમારી તરફથી સામાયક અને પ્રતિક્રમણની અર્થ અને સંવાદોવાળી ચોપડીઓ બે મને મળી છે. આ ચોપડીઓ માટે ઘણો પરિશ્રમ

ઉદાવી જે સંવાદો દાખલ કર્યા છે; તે સ્તુતી પાત્રને ઉપયોગી છે. આપ જેવા ઉત્સાહી જૈન યુવકને આપણી જૈન સમાજે મદદ કરી હોય તેમ મને જણાતું નથી. તે માટે ખેદ થયો છે.

---

સ્થા. જૈન કોનફરન્સ સોરઠ પ્રાંત, પ્રાંતિક સેક્રેટરી. શ્રીયુત **રા. રા. પુરષોતમ જવેરચંદ** પારેખ તા. ૧૭–૩–૨૬ ને રોજ લખે છે કે —

તમારિ સામાયક અને પ્રતીક્રમણ અર્થ અને સંવાદોવાળી બે પ્રતો મને મળી છે. આ પુસ્તકોની શૈલી અસરકારક અને આવકાર-દાયક તથા સહેલી છે.

---

શાહીત્ય રસીક, પ્રસિદ્ધ લેખક, **મુનિ મહારાજશ્રી વિનય-ચંદ્રજી સ્વામી** ભાવનગરથી તા. ૨૫–૮–૨૬ ને રોજ લખે છે કે—

તમારા તરફથી સામાયક અને પ્રતીક્રમણની બુકો બે મળી છે. તેમાં સંવાદો બહુ સારા છે. જૈન બાળકોને ખાસ વિશેષ જ્ઞાન થવાના હેતુભુત છે. બુકો ઘણીજ સારી છે.

વિગેરે વિગેરે ઘણા અભીપ્રાયો સારા પ્રમાણમાં અમોને મળેલા છે.

લી૦

**મંગળજી હરજીવન ચિતલીઆ**

જૈન બુકસેલર.

**માંગરોળ બંદર**–( કાઠીયાવાડ. )

---

॥ श्री ॥

॥ अ, सि, आ, ऊ, साध, नमः ॥

# વ્હેમનો વિનાશ

## અને

# સત્યનો ઉદય.

## ભાગ ૨ બીજો.

---

### મંગળાચરણ.

भव बिजांकुर जनना, रागाद्या क्षय मुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनोवा नमस्तस्मै ॥

"કુમારપાળ પ્રબંધ."

ભાવાર્થ:—ભવનાં બિજનો અંકુર ઉત્પન્ન કરનાર, એવા રાગ અને દ્વેષ જેનાં ક્ષય પામ્યા છે, તે ગમે તો બ્રહ્મા હોય, વિષ્ણુ હોય, શંકર હોય, કે જિન હોય; પણ તે સર્વને મારા નમસ્કાર હોજો.

---




રમ્ય રમણીય વસંત ઋતુનાં અંતિમ સમયે, આપણી આ શૃંગાર રહીત તત્વ રસિક કથાનો આરંભ થાય છે. પ્રિય વાંચક! ગ્રંથકારનાં નિયમ મુજબ શરૂઆતમાં કોઈ શુભ પ્રસંગનું વિવેચન

આપણે કરવું જોઇએ; પરંતુ આ લખાણનાં પ્રથમ ભાગની મૂળ હકીકતને અનુસરી, તેનાં કિસ્મતની વિચીત્ર રેખાને અવલંબી, અહીં એક અનિષ્ટ અને સંકટમય પ્રસંગનું વિવેચન કરવાનુ હોવાથી, કદાચ આપણે ઉપરના નિયમનો આ સ્થળે સ્વિકાર ન પણ કરી શકીએ, એ બનવા જોગ છે. કિસ્મતનો પડદો હમેશા એક સરખો હોતો નથી. **કોઇની જીવન યાત્રા સંકટનાં પૂર દમામથી શરૂ થાય છે, તો તેનું સાંત્વન પણ સંકટમાંજ થાય છે; કોઇના જીવનની અમંગળતા જન્મથી શરૂ થાય છે, તો છેવટે તેને શાંતિમય મંગળદશા પ્રાપ્ત થાય છે; કોઈ આ સંસારની પ્રથમ ઘટિકા સુખમય સ્થિતીમાં પસાર કરવા માટે ભાગ્યશાળી બને છે, તો પરિણામ દુઃખમય આવે છે, અને કોઈ જન્મથી મરણ પર્યંત સૂખ તથા આનંદમાં પોતાનાં દિવસો સારી રીતે ગાળી શકે છે.** એવી કિસ્મતની અદ્ભુત લિલા છે. આપણે એ લિલાને અવલંબી આ *કથાનુયોગનો આરંભ કરવાનો છે. આખર શું પરિણામ આવશે, એતો ભાવિનાં અંતરપટમાં હોવાથી અત્યારે આપણાથી કાંઇપણ કહી શકાય તેમ નથી. અત્યારે તો જે ફરજ આપણા ઉપર આવી પડી છે, તેને અદા કરવા તત્પર થવું એજ આપણું કર્તવ્ય હોવું જોઇએ. ત્યારે વાંચક ! ચાલ આપણે કોઇ ભયંકર જંગલની બીચ ઝાડીમાં. એક દુઃખદાયક દ્રશ્યનું અવલોકન કરીએ.

આશ્વિન માસમાં કૃષ્ણપક્ષનો સમય છે; અષ્ટમીનિ મધ્ય રાત્રિનો કાળ છે: ભયંકર વન પ્રદેશ છે; ઝાડી ઘણી બીચ અને વિક્રાળ છે;

---

*અનુયોગ ચાર છે. ૧. દ્રવ્યાનુયોગ; ૨. ગણિતાનુયોગ; ૩. ચરણકરણાનુ યોગ; અને ૪ ધર્મકથાનુયોગ.

હિંસક વનપશુઓનો ચિત્કારમય ધ્વનિ પ્રકાસી રહ્યા છે; દિશાઓ એ ભયંકર સ્વરૂપ ધારણ કર્યું છે; સર્વત્ર અંધકાર ફેલાઇ રહ્યા છે; સમિર પ્રહારની સુગંધ મિશ્રીત લહેરીઓનું આવાગમન થઈ રહ્યું છે; વૃક્ષોનાં ડોલનવડે પુષ્પ ફળાદિનું નિચે ખરી પડવું થતાં તેના ધ્વનિ મધ્યે ભીરૂતાનો આવેશ ઓતપ્રોત થઈ રહ્યો છે; ડુંગરી ધારોની હારમાળાએ વિચિત્ર દેખાવ ધારણ કર્યો છે; ગગન મંડળે સ્વચ્છતાનું સ્વરૂપ ધારણ કર્યું છે; અને વિહંગો પોતાનાં વચન સંયમને કાબુમાં રાખી કુદરતી કાયદાનું રક્ષણ કરી રહ્યા છે. આવી પ્રચંદ ભયપ્રદ કાળરાત્રીનાં સમયે, 'કોઇ **ઉભય વિરાત્માઓ,** અકસમાત ઘોર અત્યાચારી **નર પિસાચોનાં** એક ટોળા મધ્યે સપડાએલ હોવાથી, તેઓનાં રક્તનું બલિદાન ગ્રહણ કરવા માટે, પોતાની શૌર્યપૂર્ણ સમશેર ને અધ્વિત્ય પરાક્રમ વડે આમતેમ ચલાવી રહેલ છે; અને સામે આ શસ્ત્રધારી ટોળું પણ તેવાજ શૌર્યથી તેઓની સાથે મોટું રમખાણ મચાવી. પોતાની. શક્તિનું માપ બતાવી રહેલ છે.

ઉક્ત ઉભય પક્ષ વચ્ચે તુમૂલ યુદ્ધ શરૂ થઇ રહ્યું છે; એક બાજુ નર પિસાચો ઉભય અશ્વારોહી વિરાત્માઓ પર ભયંકર આક્રમણ શરૂ કરી. તેનાં પ્રાણોનું બળિદાન ગ્રહણ કરવા માટે વિચિત્ર ચેષ્ટા કરી રહેલ છે; ત્યારે બીજી બાજુ ઉભય વીરાત્માઓ પણ પ્રાણ વિસર્જન કરવાનો નિશ્ચય કરીને, પોતાની બહાદુર સમશેર વડે કેટલાકને શમ્દહન ભૂમિનાં અલંકાર રૂપ બનાવી રહેલ છે. આ ભીષણ યુદ્ધમાં થોડો વખત સુધી તો નર પિશાચો વિજયમાં હોય તેમ જણાતું હતું; પણ જુજ વખતમાં મામલો પાછો ફરી જવા પામ્યો. કારણ કે અનેક શસ્ત્રોનાં ટંકારવની સાથે ઉભય વીરાત્માઓની છાતી

સાહસથી ઉન્નત થતાં, તેણે મધ્યમ ભાગમાં પ્રવેશ કર્યો હતો; અને દુશ્મનોને ભેર કર્યાં હતા. નર પિસાચોએ પણ સામી ઘણી ટક્કર ઝીલી. તેવામાં ઉભય વિરાત્માઓમાંના એક, કોઈ એકની છાતીમાં ભાલો ખોસી એક ભયંકર ગર્જના કરી. આથી વનભુમી કંપાયમાન થવા લાગી. નર પિસાચો સંયુક્ત બળથી તેની સામે ધસ્યા, તેવામાં પાછળથી બીજાએ કૃષીકારની માફક તેની કાપણી કરવા માંડી. આથી બન્યું એવું કે, **સૂર્યનાં તાપથી ધુમસ ને સંતાવા, વાઘનાં હુંકારથી વનચર પશુઓનો વિનીપાત થતા, અને સમીર પ્રહારથી વૃક્ષ ફળોને પૃથ્વીપર પટકાઇ પડતા** જેમ વાર લાગતી નથી; તેમ તડાતડ ધડથી માથા જુદા થવા લાગ્યા. અને આસપાસનો સમસ્ત પ્રદેશ મૃતદેહોથી ઉભરાય નિકળ્યો. રક્તનાં પ્રબળ પ્રવાહથી વનભુમિ લાલ થઇ ગઇ. જેમ **સમળી આગળ સર્પનું, કુતરા આગળ કુર્કરનું, અને મચ્છીમાર આગળ મચ્છીનું** કાંઈ ચાલતું નથી; તેમ ઉભય વિરાત્માઓની વીરહાક આગળ, નરાધમોની નિર્દયતાનો પાવર ટકી શકયો નહિ. અનુભવીઓનું કથન છે કે,—

> હશે ક્ષત્રી પુત્રો, રીપુ દળ હણે તેહ સૂરથી;
> ગજાવી દિશાઓ, નિરમળ કરે કિર્તી ધુરથી.
>
> (નેમી રાજાનો રાસ)

ઉભય વિરાત્માઓની વીર હાક દુશ્મનોનાં હૃદયને ભેદી, ક્ષત્રીઓની વીરતાનો આબાદ પડઘો પાડી રહી હતી. વિજયશ્રી પણ તે વીરતાને વરવા માટે લલચાઈ રહી હતી. તેવામાં કુદરત જાણે કેમ આ ભયંકર ઉલકાપાત જોવા ખુશી ન હોય, તેમ અચાનક વાયુનાં મહાવેગનો કોપ શરૂ થઈ ચુકયો.

પ્રખર વાવાઝોડાને લઇ ધુળનાં ગોટેગોટા ઉડવા લાગ્યા; અસંખ્ય ઝીણી કાંકરીઓ ભાલ્લાની માફક ખુંચવા લાગી; વૃક્ષો જડમુળથી ઉખડી જવા લાગ્યા; નભો મંડળ મેઘાચ્છિત થવા લાગ્યું; ગાજ વિજનાં કડાકાઓ થવા લાગ્યા, ડુંગરી ધારોમાંથી બળતો રસ પ્રવાહ ઉદ્દભવા લાગ્યો; ટેકરીયો પરથી પથ્થરની નાની મોટી સિલાઓ નીચે ગબડી પડવા લાગી; ધરતીમાં કંપનો આવિર્ભાવ શરૂ થવા લાગ્યો; મુસળધાર વરસાદ વરસવા લાગ્યો; અને જળાશયોનાં નીર ઉભરાવા લાગ્યા આ વખતે સર્વ કોઈનાં ભયનો પાર રહ્યો નહિં. બુદ્ધ બુદ્ધને ઠેકાણે રહ્યું. અને પોત પોતાનાં બચાવ માટેની સઘળી તૈયારીઓ દરેકે હસ્તગત્ કરી લીધી.

ઉભય વિરાત્માઓની મનોદસા ખરેખર દયાજનક થઈ પડી બન્ને અશ્વો યુદ્ધમાં ખપી જવાને લીધે, આવા વિકટ અરણ્યમાં સંકટની પરિસીમાનો તેને સાક્ષાત્કાર થયો, હવે કયાં જવું, અને શું કરવું; એ વિચારે તેઓનું હૃદયસ્થાન ઘેરી લીધું. વાવાઝોડાનું ઉગ્ર સ્વરૂપ હવે તેનાથી કોઈપણ રીતે સહન થઈ શકયું નહિં. તેથી કિસ્મત જ્યાં લઇ જાય ત્યાં જવું એ નિશ્ચય પર આવી, તેઓએ વાવાઝોડાનાં ગતીપ્રવાહમાં ખેંચાવાનું યોગ્ય ધારી લીધું. ઉભયનાં હસ્ત સંમેલનની મજબુત સાંકળ હોવા છતાં, તેઓને ગાઢ અંધકાર વચ્ચે અનેક વૃક્ષો, પથરાઓ, અને ડુંગરી ધારોની સાથે અથડાઇ, અર્ધમૃત સ્થિતિમાં આવવું પડયું. અને આખર એવું બન્યું કે, તે વાવાઝોડાએ તેઓને એક જળાશય પાસેનાં ભયંકર ગુફાદ્વાર નજીક, બેભાન સ્થિતીમાં ધરતી પર ફેંકી દીધા. હવે ઉભયનાં દુઃખનો પાર રહ્યો નહીં. શુદ્ધ શાન જતી રહી છે; અને આખર મૃત્યુની છેલી ઘટીકાનો

છેલ્લો શ્વાસ લેવાઇ રહ્યો છે. કહેવાની ભાગ્યેજ જરૂર છે કે, પિસાચી ટોળાની લગભગ દરેક વ્યકિતઓનો જીવન દિપક, તે વાવાઝોડાનાં પ્રખર તોફાન મધ્યે વિલય પામ્યો છે. માત્ર એકજ વ્યકિત તેમાંથી બચવા પામી છે.

વાંચનાર! આવા નિર્જન અને ભયાનક જંગલની કાળરાત્રી માં, નરપિસાચોનાં ટોળા વચ્ચે સપડાઇ પોતાની વિરત્વ શક્તિનું ભાન કરાવનાર; અને વાયુનાં મહાવેગની સાથે અથડાઇ, અનેક દુઃખો સહન કરી, જળાશય સમીપ એક ભયંકર ગુફાનાં દ્વાર નજીક આવી પહોંચનાર ઉક્ત ઉભય **વિરાત્માઓ** કોણ છે; એ જાણવા માટે તારૂં હૃદય ક્યારનુંએ ઉત્સુક થઇ રહ્યું હશે તો હવે જણાવવા રજા લઉં છું કે, તે ઉભય વિરાત્માઓ, પેલા ભુતાદિક ઉપદ્રવોનાં મૂળ કારણની શોધ માટે નીકળી પડનાર, સત્યપ્રિય નગરીનાં સત્યપ્રિય રાજાની ધર્મપતિ દેવી ભાનુમતિ અને તેનો એક વિશ્વાસપાત્ર અંગરક્ષક વીર **પહાડસિંહ** છે.

રાજરાણી દેવી ભાનુમતિ, વીર પહાડસિંહને સાથે લઇ ભુતાદિક ઉપદ્રવનાં મુળ કારણની શોધ માટે નિકળી ચુંકેલ છે. એવા ખબર કોઇ ગુપ્તચર માર્ફત, ઉક્ત ઉપદ્રવનાં ઉત્પાદક મંડળને પ્રાપ્ત થતાં, તે મંડળની અમુક શસ્ત્રબદ્ધ વ્યકિતઓ દેવી ભાનુમતીને મહાત કરવા માટે કટિબદ્ધ થએલ હતી. આજે ભાનુમતિને ભયાનક ઘોર જંગલમાં જે નર પિસાચોનો ભેટો થવા પામ્યો હતો, તે નર પિસાચો અન્ય કોઇ નહીં પણ તે પોતેજ હતા.

એકાદ પહોર વિત્યાબાદ, વાવાઝોડાનું ઉગ્ર સ્વરૂપ અને મેઘવૃષ્ટિનો પ્રબળ વેગ ક્રમે ક્રમે શાંત થઇ રહ્યો છે; પ્હો ફાટવાની તૈયારી થઇ

ચુકી છે; ક્વચિત્ ક્વચિત્ પક્ષીઓનાં મધુર સ્વરો સંભળાઈ રહ્યા છે; ભયંકર વનભૂમિ પણ ભિન્ન ભિન્ન વનસ્પતિઓની નિલમ સાડી વડે સ્વર્ગિયતા ધારણ કરી રહી છે; ડુંગરી ધારો અને ટેકરીયો પરથી જળનો શાંત પ્રવાહ, વિચીત્ર ધ્વનિની સાથે વહન કરી રહ્યો છે. અને અરૂણોદયનાં સમયને લીધે, પૂર્વ બાજુની દિશા કુમારી પોતાનો સુવર્ણ સાજ ધારણ કરવા માટે તત્પર થઈ રહી છે. એવા મંગળમય પ્રભાતનાં આનંદી સમયે, **સંતાપક**ની ઉગ્ર અગ્નિ શીખામાં **સ્વાનુભવ**નો કિમતી પાઠ શિખી રહેનાર, ભાનુમતિ અને પહાડસિંહ પોતાનાં પરનો મુર્છાભાવ કાંઇક અદ્રશ્ય થવાને લીધે, આપસ આપસમાં દ્રષ્ટિનું સંમેલન થવાથી, પોત પોતાની જગ્યાએ મહા મહેનતે બેઠા થઇ, કુદરતની અકળ કળાનું ચિત્ર માનસીક ભુમીપર આળેખી ભાષા શકિતની સુંદર પિંછી વડે તેમાં નવા નવા રંગ પુરી રહ્યા છે. "વીર પહાડસિંહ! ગભરાશો નહિં. પ્રભુકૃપા વડે એક મહાન કસોટીમાંથી આપણે પસાર થઇ ચુકયા છીએ. સંકટોનાં પહાડોથી આપણે જરા પણ ડરવાનું નથી. જેમ **રક્ષિત આમ્રફળો, વ્યવસ્થિત ધર્મશાળા,** અને **તપાવ્યે કુંદન** ઉન્નત દશાને પ્રાપ્ત કરી **અન્યનું** આકર્ષણ કરી શકે છે; તેમ આપણે પણ **અનુભવ**ની શાળામાં અનેક દુઃખો સહન કરી, **મનુષ્યત્વ**નું રક્ષણ કરવા માટે તત્પર થશું, તો પરિણામે ઉન્નત થઇ, સમસ્ત પ્રજાવર્ગનું હીત સાધી શકીશું; એ નિર્વીવાદ છે. કહ્યું છે કે—*જયારે **મહાન આશયને માટે કોઇપણ મનુષ્ય પોતાનાં સર્વસ્વનો ભોગ આપશે, ત્યારે બંધ રહેલા દ્વાર ખુલા થશે; અને જે દેખીતું અશકય તે**

---

* ડૉ. સર જગદિસ ચંદ્ર બોસ.

**શકયનાં રૂપમાં ફેરવાઈ જશે.** આ કિમતી સુત્રને અવલંબી, આપણે હાથ ધરેલ મહાન કાર્યમાં સપ્રેમ આત્મભોગ આપવાની ખાસ જરૂર છે. કુંદન કિમતી છે, તોજ તેનાપર માર પડે છે; અને વૃક્ષ વિરામ રૂપ છે; તોજ તે ખૂંદાવા પામે છે. તેમ આપણે સેવા માર્ગ સ્વિકારેલો છે, તો ભિન્ન ભિન્ન અનેક વિપત્તિઓમાં અથડાવા માટે તૈયાર રહેવુંજ જોઈએ. હું સારી રીતે જોઇ શકી છું કે, ઉકત વાવાઝોડાને લીધે તમોને ઘણું ખમવું પડયું છે; પણ એક બહાદુર વીર યુવક આવા દુ:ખને ત્રણવત્ લેખે છે. એ પુરાતની સુત્ર યાદ આવતાં, મને તમારા તરફથી નિરાશ થવાનું કાંઈ કારણ નથી. જીંદગીનાં ભોગે પણ આપણે આપણું કાર્ય સિદ્ધ કરવુંજ જોઇએ. હું ધારૂં છું કે, આ ઉમદા ખ્વાસને તમો પણ મકમપણે વળગી રહ્યા હશો." **ભાનુમતિએ** જણાવ્યું.

"મહામાયા દેવી ભાનુમતિ! આપ નિશ્ચીંત રહો. જ્યાં સુધી દેહમાં પ્રાણ વાયુનો સંચાર છે, ત્યાં સુધી નિરાશાને અવકાશ મળવો એ આકાશ કુસુમવત્ છે. જેમ **અગ્નિ ત્યાં ઉષ્ણતા, સૂર્ય ત્યાં પ્રકાશ, અને બરફ ત્યાં ઠંડક.** અહરનિશ તેની સાથેજ રહે છે, તેમ આ સેવક પણ સત્યવતિની સેવામાંજ પોતાનું સાચું સ્વર્ગ માની બેઠો છે એ આપ નકી સમજશો. કુદરત ગમે તેવી કસોટીમાંથી પસાર થવા માટેનો કફોડો સમય લાવી આપે, તો પણ **માણસાઇ** પણાનાં ઉમદા ખ્વાસને મકમપણે વળગી રહી, મારે મારૂં કાર્ય બજાવવુંજ જોઇએ. એ નિ:શંસય છે. ઉકત વાવાઝોડાનાં તોફાનથી મને અને આપને સરખુંજ ખમવું પડયું છે; છતાં આપ મારા માટે આવી ઉમદી લાગણી દર્શાવો છો, એજ આપની ખાનદાની સૂચવે

છે. અફસોસ માત્ર એટલોજ છે કે કુદરતે આપણને એક એવી અજાણી ભુમીમાં લાવીને મુકી દીધેલ છે કે, હવે ક્યાં જવું; અને શું કરવું? એ વિચાર શસ્ત્ર વડે મારૂં હૃદયસ્થાન ભેદાઈ રહ્યું છે. આપણાં બહાદુર અશ્વોનો નાશ થયો; એટલુંજ નહિં પરંતુ આવી કફોડી સ્થિતીમાં આપણે મુકાયા, એ કાંઈ ઓછી શોકજનક બીના ન કહેવાય. દેવી! માફ કરજો. શુભ કાર્યની શરૂઆતમાં પ્રયાણ કરતા પહેલાં, મને આવેલ અશુભ સ્વપ્નનો આ બધો ચમત્કાર તો નહિંજ હોય?" પહાડસિંહે જવાબ આપ્યો.

"પહાડસિંહ! તમો કે જે એક વિચાર શક્તિમાં નિપુણ, પ્રબળ શકિત ધારક, અને સત્યાવલંબી હોવા છતાં; આત્માની અનંત શક્તિ પ્રત્યેની મજબુત શ્રદ્ધા ખોઈ બેસી, શંકા યુક્તપણે આગ્રાહ્ય વ્હેમી વિચારોની મલીન જાળમાં સપડાવા તૈયાર થયા છો; એ જાણી મને ક્ષોભ થાય છે. સ્વપ્નની આરસીપર અને વિધ દ્રષ્ય બનાવો, એ સીનેમાની ફીલમ બરોબર છે. સીનેમાની ફીલમને, વિજળીક બળની સાથે અંધકારમાં સફેદ પડદાની સુંદર આરસીનો સંયોગ થતા, તે પોતાનો ભાવ ભજવી બનાવે છે, તેમ જીવન પ્રદેશમાં સુભાસુભ વિચારોનું એકાગ્ર બળ પ્રાપ્ત થતાં, તેનાં પ્રત્યેની ધુનને લીધે, વિષય કષાયાદિ અંધકારમાં હું પણાની સફેદ પણ ધુનારી આરસીનો સંયોગ થતા, તેનાંપર અનેક દ્રષ્યો ખડા થાય છે. પણ મારે કહેવું જોઈએ કે, આત્મદેવની પ્રખર જ્યોતી આગળ આવા ક્ષણીક અનેક વિધ દ્રષ્ય બનાવો ટકી શકતા નથી. પહાડસિંહ! પહાડસિંહ!! આત્મ શકિતનું સ્મરણ કરો! માનસિક વિચારોનો પ્રબળ વેગ પવિત્ર બનાવો!! અને આજુબાજુના સંજોગો પર જતી

દ્રષ્ટિને રોકો, ધારેલ લક્ષબિંદુને પહોંચી વળવા માટે સાવધ થાઓ!!! શું તમારા જેવા બાહોસ કાર્યકુશળ એક વીર યોદ્ધાને, આવા નિર્માલ્ય વિચારોને તાબે થવું એ હાસ્યપદ ન ગણી શકાય?" **ભાનુમતિએ સાવધતાપુર્વક પ્રોત્સાહનું સિંચન કર્યું.**

"બેફીકર રહો. આત્માની અનંત શકિતનું મને ભાન છે. પવિત્ર વિચારોનું એકાગ્ર બળ હૃદય પ્રદેશપર કેવું કામ કરે છે; તે મારા ધ્યાન બહાર નથી. **પવિત્ર વિચારો એ સાચું અમૃત** છે. ધારેલ લક્ષબિંદુને પહોંચી વળવા માટે મારો નિશ્ચય જેવોને તેવોજ છે. હું નિડર છું, સાવધ છું, અને શકિત દેવીનો ધારક છું. વફાદારી એ મારૂં જીવન છે. જીવનની જ્યોત બુઝાવા પામે એ હું કદાપી જોઈ શકુંજ નહિં. જગતનાં તારક પુરૂષોએ સ્વપ્ન શાસ્ત્રનું જે તારતમ્ય ઘડી કાઢયું છે, તેને અવલંબી સ્વાભાવિક ઉક્ત પ્રશ્ન ઉદ્‌ભવા પામ્યો છે. સ્વપ્નની ઘેલછાનો પવન મને પોતા નજીક ઘસડી શકે તેમ નથી; તો પણ, આ વિષયપર જરા વધુ પ્રકાસ પાડશો તો ઉપકાર થશે" **પહાડસિંહે પોતાનો મનોભાવ પ્રગટ કર્યો.**

ધારેલ કાર્યની સફળતા માટે, પહાડસિંહનો મનોભાવ ત્રમ કરવાનું ભાનુમતિએ ઉચીત ધાર્યું, સ્વપ્ન શાસ્ત્રનાં બહાનાં નીચે. ચાલતી અંધાધુનીનો સ્ફોટ કરતા ભાનુમતિએ જણાવ્યુ કે,—

"જુઓ પહાડસિંહ! સ્વપ્ન મધ્યે જુદી જુદી જાતનાં ભયાનક દેખાવોને લઈ લોકોનું હૃદય હમેશાં ડરતું રહે છે. જો સ્વપ્નમાં પિત્રુ દર્શન થાય, તો, ભુદેવજી પરગજુ પણાનો દાવો ધારણ કરી કહી આપે છે કે,-તમોને પીત્રુની નડતર છે. પિપળે પાણી રેડી ત્રિપંડીનાં

ત્રણ બ્રાહ્મણો જમાડી તેને યોગ્ય દક્ષિણાં આપો એટલે પત્યું. જો સ્વપ્નમાં મર્હુમ અપરણિત યુવાન નજરે ચઢે તો, પુરોહિતજી રક્ષીત પણાંનો ફાંકો ધારણ કરી, કરૂણાંજનક શબ્દોમાં કહી આપે છે કે,–તેનો જીવ અવગતે ગયો હોવાથી તમારા કુટુંબનો ક્ષય નજીક છે; માટે કાંઇક નિવારણ કરો. બ્રહ્મ ભોજનની સાથે લીલ પરણાવી આપો એટલે થયું. જો સ્વપ્નમાં સ્ત્રી પુત્રાદિકની મરણ પામેલ આકૃતી ખડી થાય તો, જોશીજી જ્યોતિષી શાસ્ત્રનો પારંગામી બની કહી આપે છે કે,–મરતી વખતે તેનો જીવ તમારા ઘરમાંની અમુક અમુક ચીજોમાં રહી ગયો છે, માટે તેની આત્મશાંતી કરો. પલંગ, રેશમી ગાડલું, થોડા વાસણો. અને એકાદ સોના મ્હોરનું દાન કરો એટલે નિવારણ થઇ ચુકયું. જો સ્વપ્નમાં જીવતી ભયાનક આકૃતીવાળી કોઇ સ્ત્રી જોવામાં આવે તો ભુવાજી મહાશય અનેક નૃત્યકળાની સાથે કહી આપે છે કે,–તે ડાકણી છે. કાલી દેવીનું યથાયોગ્ય નૈવેદ્ય ધરી આપો, એટલે તે ઉપદ્રવની શાંતિ થાશે. જો સ્વપ્નમાં સ્મશાન ભુમીનો દેખાવ, વનભુમીનું ભયાનક ચિત્ર, અને ભયંકર ગુફાનો ગર્ભ પ્રદેશ નજરે પડે તો, સાંઇમીયાં ચુકાદો આપતાં કહી દીયે છે કે,--આ બધા ભુતાદિક ઉપદ્રવ છે એકાદ ચમત્કારી તાવીજને જાગ્રત કરો, એટલે સર્વ બલાનો નાશ થાય જો સ્વપ્નમાં સ્વલ્પવેલીનો નાશ, વ્હાલાઓનો વિયોગ, અને આત્મજનોનો અશ્રુપાત દ્રષ્ટિગોચર થાય તો તત્વજ્ઞાની તારક સંજ્ઞાનું બ્હાનું આપી કહી આપે છે કે,–બ્રહ્મસમન ઘાતો લીધેલ સમકીતનાં ઘાતનું એ પરીણામ છે. એકાદ ચંડીપાઠ યા તો શાંતી કર્મ કરાવો; એટલે એ નડતર દૂર થશે અને જો સ્વપ્નમાં ફાંસીએ ચડવું નીચે પડવું, જળમાં ડુબવું, અગ્નિમાં બળવું, દુઃખથી ડરવું, ઇત્યાદી દ્રષ્ય ખડું થાય તો શાસ્ત્રીજી શાસ્ત્રવેત્તાનો જુદો દાવો રજુ કરતા

જણાવી આપે છે કે,–તમારા પર રાહુની દશા ચાલતી હોવાથી સાડાસતી પનોતી બેઠેલી છે. માટે યોગ્ય મંત્રોચ્ચાર વડે ગૃહ દેવોને સંતોષો, એટલે તે પીડા આપોઆપ એની મેળે શાંતિ પામશે.

આવી રીતે સ્વાર્થાંધો, સ્વાર્થ પરાયણ બની અનેક પોપલીલાનો વિસ્તાર કરે છે. ભોળું જગત તેમાં ફસાય છે. પણ સત્ય વાત એ છે કે,—

**अनुभूतः श्रुतोद्रष्टः प्रकृतेश्व विकारजः ॥**
**स्वभावतः समुद्भ्र-श्चिता संतती संभवः ॥ १ ॥**
**देवताद्यु प्रदेशोत्थो. धर्म कर्म प्रभावजः ॥**
**पापोद्रे कसमु त्थश्च स्वप्नस्या नवधी नृणाम् ॥ २ ॥**

**ભાવાર્થ:**—અનુભવેલી વાત મનમાં રહેવાથી શ્રવણ કરાએલી વાતનું સ્મરણ થવાથી, પ્રત્યક્ષ દીઠામાં આવેલી વાત ચીતમાં રહેવાથી, અજીર્ણ આદિ વિકારો પેદા થવાથી, સ્વભાવમાં રમણ કરવાથી, ચિંતાજનક રહેવાથી, દેવાદિનાં ઉપદેશ કથનથી, ધર્મ કૃત્યનાં, પ્રભાવથી, અને પાપ કર્મની વૃદ્ધી થવાથી એમ નવ પ્રકારે જુદી જુદી જાતનાં સ્વપ્નો મનુષ્યને પ્રાપ્ત થાય છે.

## અનુભવેલી વાત મનમાં રહેવાથી—

જેવા પ્રકારનાં અનુભવથી મનુષ્યનું હ્રુદય રંગાએલું હોય છે; તેવા પ્રકારનું તેનું જીવન અને ચારીત્ર ઘડાતું જાય છે. અનુભવેલ કાર્યની વિચાર પ્રણાલીકા મગજમાંથી ભુસાવા પામતી નથી. સારા નરસા દરેક વિચારોની આકૃતીઓ બને છે. આ આકૃતિઓ પોતાનાં

જન્મદાતાને પોતા તરફ આકર્ષે છે. આથી સુભાસુભ સ્વપ્નો ઉદ્ભવવા પામે છે.

**સાંભળેલી વાતનું સ્મરણ કરવાથી—**

મિથ્યાભીમાનીનાં સંગથી અરબીયન નાઈટસનાં જેવી વાતો શ્રવણ કરી મનુષ્યનું હૃદય દ્રવી ઉઠે છે. બુદ્ધિ અને વિચાર શકિતનાં વારસાને પણ ધક્કો પહોંચે છે, ભયની કલ્પનાને લીધે તેનું મન વ્યગ્ર બને છે. અને પોતે પોતાને ઓળખી લેવા જેટલી શુદ્ધિનો પણ તે નાશ કરે છે. આથી વિચિત્ર સ્વપ્નો ઉદ્ભવે પામે છે.

**પ્રત્યક્ષ દિઠામાં આવેલી વાત ચીત્તમાં રહેવાથી—**

મૃત્યુનું ભયંકર ચિત્ર, દહન ક્રિયાનો હૃદય દ્રાવ્ય દેખાવ, અને શેશ ભાગને ખોળી તેને ભસ્મિભૂત કરવા માટેનો પ્રયોગ જ્યારે કાચી છાતીનાં મનુષ્યોની નજરે પડે છે; ત્યારે તેનુ ચીત વ્યગ્ર બને છે. એકદમ તે દ્રશ્ય તેનાં હૃદય પ્રદેશ પરથી ભુસાવા પામતું નથી. આથી જુદી જુદી જાતનાં સ્વપ્નો આવી શકે છે.

**અજીર્ણ આદિ વિકારો—**

અહરનિશ માદક પદાર્થોનું સેવન; ખાનપાનાદિની અતિશય લોલુપતા; અને હદ ઉપરાંત ખાદ્ય પદાર્થોનું આરોગણ એ સર્વ જઠરાગ્નિને મંદ પાડી, અનેક દરદો પેદા કરે છે. આથી વિકારોની અભિવૃદ્ધિ થતાં જુદી જુદી જાતનાં સ્વપ્નો આવે છે.

**સ્વભાવમાં રમણ કરવાથી—**

જીંદગીમાં નહિં સાંભળેલ; નહિં જોયેલ; અને નહિં અનુભવેલ વિધવિધ બનાવો પણ સ્વપ્નમાં ખડા થાય છે. તેનું કારણ એ છે કે–

આ જીવે પૂર્વે મુકી દીધેલ અનેક *દેહાદિકની પર્યાયો સાથે, અત્યારે મળેલ દેહાદિકની પર્યાયોનો સંયોગ થતા, પૂર્વનાં અનેક વિધ બનાવોની તે જાગૃતી કરે છે. કેમકે પર્યાયો આખા +લોકમાં ફરતી ફરે છે. ભૂત અને વર્તમાનકાળે સૂત્રધાર તો એકજ એનોએજ આત્મા છે. આથી પણ સ્વપ્નાઓ આવે છે.

## ચિંતાજનક રહેવાથી—

મનને ગમતા અણગમતા જગતનાં અનેક વિધ દ્રશ્યો, આત્માને રાગદ્વેષની પ્રવૃતિમાં સામેલ કરે છે અનાદિ કાળથી આત્માને સુભાસુભ કર્મનો રોગ, લાગુ પડવાથી, પોતાને ઇષ્ટ વસ્તુનો વિયોગ, અને અનિષ્ટ વસ્તુનો સંયોગ; અનિષ્ટ વસ્તુનો વિયોગ, અને ઇષ્ટ વસ્તુનો સંયોગ થતા જે સંકલ્પો-વિકલ્પો પેદા થાય છે; તે અનિવાર્ય ચિંતામાં આત્મા પોતે પોતાપણું ભુલી જાય છે. અને તેથીજ વિદ્વાનોનું કથન છે કે,—

ચિંતાથી ચતુરાઇ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચીતા સમાન.

*આર્ત અને +રૌદ્ર ધ્યાનમાં પ્રવર્ત થવું; મગજનું સમતોલપણું ખોઇ બેસવું; શારિરીક અવ્યવસ્થિત સ્થિતી પેદા કરવી એ અનિવાર્ય ચિતાનાં અનેક કારણો છે. આથી પણ અનેક સ્વપ્નો આવે છે.

---

* દેહ—શરીર. શરીર પાંચ છે. ઉદારિક: અહારક: વૈક્રિય: તૈજસ: અને કાર્મણ સંસારની પરિભ્રમણતા માટે ગતિચાર છે. મનુષ્ય: નારકી: તિર્યંચ; અને દેવતા. મનુષ્ય ગતિમાં શરીર ત્રણ હોય. ઉદારીક: તૈજસ: અને કાર્મણ.

+ લોકનાં ત્રણ વિભાગ છે ઉર્દ્ધલોક કે જેમાં દેવાદિક રહે છે, અધો લોક કે જેમાં પ્રાયે નારકીયો રહે છે: અને ત્રિછોલોક કે જેમાં મનુષ્ય અને ત્રિર્યંચ રહે છે

* આર્તધ્યાન—અસૂભ કર્મનાં સંયોગથી અસૂભ કર્મનો ઉદય થતા,

**દેવાદિકનાં ઉપદેશથી—**

બ્રહ્મચર્યાદિનાં જ્યોતિપૂર્ણ સદ્‌ગુણો વડે દેવોનું આકર્ષણ કરી શકાય છે. આકર્ષાએલો દેવ તેનાં સદ્‌ગુણોની તારીફ કરી, તેને તે તેજોમય કાર્યમાં આગળ વધવા માટે એકાદ કીમતિ સલાહ આપે છે. આ કિમતી સલાહનું અહોનિશ સ્મરણ રહેવાથી પણ સ્વપ્નો આવે છે. એટલું યાદ રાખવાનું છે કે,—નામધારી જોગી જતી બાવાઓ, કે ધર્મગુરૂઓ, પોતાની પાસે દેવતા આવી, અનેક મન કામનાં સિદ્ધ કરવાનો અત્યારે જે દાવો ધરાવી રહ્યા છે; તે ખાલી ઢંઅક છે. લોકોને ભરમાવા માટે દોરો, ધાગો, તાવીજ કે માદરડી કરી આપી, તે દ્વારાએ પોતાની સ્વાર્થ સાધક વૃત્તિને તે માત્ર પોશણ આપે છે.

**ધર્મ કૃત્યનાં પ્રભાવથી—**

આ જીવ એકલો છે; એકલો આવ્યો છે; એકલો જશે; સાથે કાંઈ પણ લાવ્યો નથી, અને લઇ જવાનો પણ નથી. જગતનાં દ્રશ્ય

---

જે સંકલ્પ-વિકલ્પોમાં તણાઇ, આત્મશકિતનું ધોળે દિવસે ખુન કરવું તે.

\+ रुद्र क्रुराशय प्राणी प्रणीत स्तत्व दर्शिमाः ॥
रुद्रस्य कर्म भावो वा रौद्र मित्यमि धीयते ॥ १ ॥

ज्ञानार्णव स. २६.

**ભાવાર્થ**:—જે ક્રૂર પરિણામ વાળો પ્રાણી થાય છે તે રૂદ્ર કહેવાય છે, અને તે રૂદ્ર પ્રાણીનાં કર્તવ્યો, તથા તેની ભાવ પ્રણાલિકાનાં પરિણામને રૌદ્ર ધ્યાન કહે છે.

☞ ઉવવાઈજી સૂત્ર, અને ધ્યાન કલ્પતરૂમાં આને માટે યથાર્થ વિવેચન કરેલ છે.

પદાર્થો વિભાવી છે. સત્ય; અચૌર્ય; બ્રહ્મચર્ય; અને અપરિગ્રહ. આદિ ઉત્તમ સદ્‌ગુણોમાં પ્રવૃત્ત થઇ, જો સ્વાર્થ રહિત નિઃપક્ષપાત પણ સમજપૂર્વક ધાર્મિક કાર્યો કરવામાં આવે તો તે દરેક કાર્યો કદિપણ નિષ્ફળ જતા નથી. તેનો પ્રભાવ અલૌકીક છે. સ્વભાવ અને વિભાવનુ પ્રથકરણ કરનાર એ ઉત્તમ જડીબુટી છે. આવા અલૌકીક પ્રભાવ વડે કેટલાક દિવ્ય સ્વપ્નો પણ આવે છે.

## પાપ કર્મની અતિશય વૃદ્ધિ થવાથી—

ઇચ્છિત વસ્તુનાં સંયોગ માટે, નીતિ વિરૂદ્ધ પ્રાયે કરીને દરેક મનુષ્યો, અનેક કાળા ધોળા કર્મ કરે છે. એક પાઇના સ્વાર્થ સારૂ, સામાનો પ્રાણ નિચોવી લેતા તેને જરાએ વાર લાગતી નથી. અનેક નિરાધાર પ્રાણીઓનાં ગળા રેંસી, પોતે મદમસ્ત સાંઢની માફક અત્યાનંદમાં મહાલે છે. શાહુકારી જીવન જીવવા માટ સેંકડો ગરીબોનાં જાન માલનું તેઓ ભક્ષણ કરે છે.

એરણ કી ચોરી કરે, કરે સોયકા દાન;
ઉંચે ચડકર દેખતે, કૈતક દૂર વિમાન.

આવી મહદ્ ઇચ્છામાં અનિતીથી લાખો જમાવી, પછી યમદેવને લાંચ આપવા માટે થોડુંક કિર્તીદાન આપવા તેઓ બહાર પડે છે. ભોળું જગત તેની જાળમાં ફસાય છે. જગત જ્યારે તેને 'દાનેશ્વરી', 'પરોપકારી', કે 'પ્રદુઃખભંજન' પણાનો શિરપાવ આપવા આગળ આવે છે! ત્યારે તેઓ ફુલણસી બની મનમાં મલકાય છે કે, હવે અમારા માટે સ્વર્ગનું વિમાન દૂર હોઇ શકેજ નહિં. આવા ઘોર પાપી આત્માઓની ચિત્તવૃતિ ઠેકાણે રહી શકતી નહીં. હોવાથી, તેનાં માઠા પરિણામ રૂપે અનેક સ્વપ્નો આવે છે.

પહાડસિંહ! તમારી માન્યતા મુજબ જો તમોને આવેલું સ્વપ્ન ખરૂં હોય તો, તેનો સમાવેશ પાપકર્મની વૃદ્ધિમાં હોઈ શકે. હવે માની લીયો કે, તે પાપકર્મની વૃદ્ધિનું પરિણામ છે; તો તમારે તમારી જીવન ડાયરી તપાસવી પડશે. હું નથી માનતી કે તમારૂં જીવન પાપમય કિચડથી ખરડાયેલું હોય. કેમકે તમારો સત્યાગ્રહ, પ્રભુભક્તિ, રહેણી કહેણીની ઐક્યતા, નિખાલસ પણું, અને સાંસારિક માયાવી જાળ પ્રત્યેનો ઉદાસી ભાવ; કે જેના માટે મને પુરતું માન છે. તેમ છતાં તમારા મનનું સમાધાન ન થતું હોય તો, તે પાપકર્મની વૃદ્ધિનાં પરિણામ રૂપે તે સ્વપ્નનું ફળ માત્ર તમોને જ મળવું જોઇએ. મને લેશ માત્ર આંચ હોઇ શકે નહિં. માટે માની લીયો કે–જેમ **હાથ વિનાનું હથીયાર, પાણી વિનાની શમશેર, અને નીર વિનાનું નવાણ** એ બીન અર્થ સૂચક છે; તેમ સ્વપ્નોની ઘેલછા એ માત્ર આળ પંપાળ છે અન્યથા કાંઇ નથી.

ઉક્ત નવે પકારનાં સ્વપ્નોની અંદર કોઇ પણ ભુદેવ, પુરોહિત, જોશી, ભુવો, સાંઇમિયાં, તત્વજ્ઞાની, કે શાસ્ત્રીજીનો માંત્રિક પ્રયોગ કામ આવી શકે તેમ નથી. માટે તમો સમજુએ કોઇ પણ જાતનાં વ્હેમમાં દોરવાય જઈ ઉક્ત નામધારીઓની જાળમાં ફસાવું નહીં એ મારી ખાસ સૂચના છે. દેવોનો પણ દેવ, એવો કે જે આત્મદેવ તે અહોનીશ આપણાં હૃદયમાં જાગૃત રહે છે. માત્ર તેને સંતોષવા માટે, નિખાલસ હૃદયથી નીતિમય જીવન ગુજારવા પ્રયત્નશિલ થવું, એના સિવાય બીજો સહી સલામત એક પણ રસ્તો નથી. આત્મદેવને સંતોષ માટે, **સુભ** વિચાર, વાણી, અને વર્તનની એકાગ્રતા વડે

સંપૂર્ણ અહિંસક વૃતિને જન્મ આપી, *અઢાર પાપસ્થાનકથી જેમ બને તેમ દૂર રહેવું; એ વધારે ઇચ્છવા યોગ્ય ગણી શકાય. અશુભ સ્વપ્નનાં નિવારણ માટે, શાંતિકર્મનાં બાનાં હેઠળ જે પોપલીલા ચાલે છે; તે ખરેખર હૃદયદ્રાવ્ય છે. જે મનુષ્યો શાંતિકર્મની શબ્દ જાળમાં ફસાઈ, સેંકડો રૂપિયાની બરબાદી સાથે તન મનની પણ ખુવારી વ્હોરી લે છે; તે મનુષ્યો પોતાનાં અશુભ વિચાર, વાણી, અને વર્તનની પવિત્રતા માટે, જરા સત્યાગ્રહી બની સારાસારનું પ્રથકરણ કરવામાં સ્વાત્મભોગની આહુતી આપતાં શીખે, તો તેનું પરિણામ ઘણુંજ ઉત્તમ આવે એ નિઃસંદેહ છે.

ભાનુમતિના ઉપદેશ કથનનું એકાગ્ર ચિતે શ્રવણ કરી પહાડસિંહે જણાવ્યું કે—" દેવી ભાનુમતિ ! આપનાં ચારિત્ર યુક્ત વર્તનથી મારા શંકાશિલ હૃદયમાં એક મહાન ફેરફાર થવા પામ્યો છે. આપનાં માર્ગસૂચક સદુપદેશ વિરૂદ્ધ એક પણ વિચાર હવે આ હૃદયમાં ટકી શકે તેમ નથી, એ હું ખાત્રી આપું છું; આપે મને સ્વપ્ન શાસ્ત્રનું ઉડું રહસ્ય સમજાવી મારા પર એક મહાન ઉપકાર કરેલો છે. હવે મારા મનનું સમાધાન થઇ ચુક્યું છે. આપની મારા પ્રત્યેની ભક્તી

---

* અઢાર પાપ સ્થાનક.—૧ પ્રાણાતિપાત; ૨ મૃષાવાદ; ૩ અદત્તાદાન; ૪ મૈથુન; ૫ પરિગ્રહ; ૬ ક્રોધ; ૭ માન; ૮ માયા; ૯ લોભ; ૧૦ રાગ; ૧૧ દ્વેષ; ૧૨ ક્લેષ; ૧૩ અભ્યાખ્યાન; ૧૪ પૈશુન્ય; ૧૫ પર પરિવાદ; ૧૬ રઈ અરઇ; ૧૭ માયામોસો; અને ૧૮ મિચ્છા દસણ સલ્ય.

☞ અઢાર પાપસ્થાનકનું વિરોષ સ્વરૂપ જાણવું હોય તો અમારૂ લખેલ 'પ્રતિક્રમણસૂત્ર અર્થ સંવાદો સહીત આવૃતિ ૩ જી.' વાંચો કિ. રૂા ૦–૬–૦.

લાગણી માટે હું આપનો પુનઃ પુનઃ ઉપકાર માનું છું. મારા વર્તન માટે આપનાં તારીફ લાયક વચનો અસ્થાને છે. આપનાં સદ્‌ગુણોની જ્યોતિ પાસે હું માત્ર તૃણવત્ છું. મારી લઘુતાને ગુરૂતાનું સ્વરૂપ અર્પી હવે પછી મને શરમાવશો નહી. કેમકે—

**વસંત તિલીકા.**

દિવો ભલે મન વિશે મગરૂર રેશે;
મોટી મસાલ તદપિ જન કો ન કેશે,
ફુલે મસાલ મનમાં પ્રભુતા જ પામી;
તે ના ટકે ક્ષણભરે શશિ સૂર્ય સામી.

**ભાવાર્થ:**—દિવો ભલે સ્વપ્રકાસમાં મગરૂરી માને, પણ મશાલનાં પ્રકાસ પાસે તેની તે મગરૂરી નભી શકેજ નહિ. પ્રકાસની પૂર્ણતાનો સમાવેશ જો દિવામાંજ થતો હોય, તો પછી મશાલને મહત્વતાનું સ્વરૂપ શા માટે આપવું જોઇએ? અને મશાલ ગર્વિષ્ટ બની એમ માને કે પ્રકાશની ઉગ્રતાનું સ્વરૂપ હું જ ધરાવું છું; તો તેનો તે ગર્વ ચંદ્ર અને સૂર્યનાં મહાન પ્રકાસ સામે ટકી શકેજ નહિ.

આપનો સદુપદેશ મારા હૃદયની ઉંડી ભૂમિમાં ચિરસ્થાઈ થઇ પડયો છે. પણ દેવી! આ એક અપરિચીત ભૂમી છે! ભયંકર વન પ્રદેશ છે, અને સામે ધીચ ઝાડીનું એક જબરજસ્ત જુથ આવી રહેલું છે. માટે સત્વર આપણે આ સામેની ઝાડીમાં પ્રવેશ કરી, કોઈ નિર્ભય સ્થળ શોધી લેવું જોઇએ એમ મારૂં માનવું છે.

વિચારોનું મળતાંપણું થતા ભાનુમતિ અને પહાડસિંહે ત્યાંથી આગળ પ્રયાણ શરૂ કર્યું. જેમ **સાકરનું સત્વ; શેરડીનો રસ;**

અને કોકમનું ઘી કે જેની કોમળતા છાની રહી શકતી નથી. તેમ પહાડસિંહના વ્હેમી વિચારો નાબુદ થતા, તેના હૃદયની કોમળતા ભાનુમતિ સારી રીતે જોઇ શકી હતી. આથી તે ઘણી ખુશી થઇ, પોતાની મહેનત બર આવવા માટે તે પ્રભુનો ઉપકાર માનવા લાગી આખર તેઓ બંને કેટલીક ટેકરીયો, ડુંગરી ધારો. અને અમુક જગાશેયા વિતાવી એક ભયપ્રદ ઘીચ ઝાડી મધ્યે આવી પહોંચ્યા. અહીં—

### શિખરણી છંદ*

બહુ રંગી વૃક્ષો, નવ નવ લતા ઝુલતી હતી;
બહુ ખીલ્યાં પુષ્પો, પરિમલ તિહાં પુરતી હતી.
સુગંધે આવીને, મધૂકર જીહાં મોહીત થતા;
+'પંથી' પામે શાંતિ, ઉપવન વિષે તે સ્થિત થતા.
ઉડી ઉડી બેસે, વિટપ પર ઉત્સાહ ધરતા;
તરૂ ડાળે પક્ષી, મધુર રવથી ગાન કરતા.
દિશે સોભા સારી 'ઉભય ગતિ જે હ' ધરણી,
વિલોકે તે લિલા, જગત જનનાં ચીત હરણી.

બહુરંગી વૃક્ષોની ઘીચ ઝાડી રમ્ય હતી, ઝુલતી લતાઓનું ઉભરાય જતું લાલીત્ય હૃદયાકર્ષક હતું; ખિલેલા પુષ્પોની પરિમળતા નો ત્યાં પાર નહોતો; મધુકરોનો મીઠો ગુંજારવ ઉત્સાહ પ્રેરીત હતો.

---

* આ કાવ્ય નેમીરાજાનાં રાસમાંથી લીધેલ છે. + 'પંથી' ની જગ્યાએ 'સતિ,' અને 'ઉભય ગતિ' ની જગ્યાએ 'જઈ વસી સતી' એ શબ્દો મુળ કર્તાનાં હતા. પરંતુ ચાલુ કથાનુયોગને બંધ બેસતા શબ્દોની જરૂર હોવાથી, તેમાં શબ્દોની ફેર બદલી કરી છે. આશા છે કે કર્તાનું ત્યાગી હૃદય ઉક્ત કર્ત્તવ્ય માટે ક્ષમા અર્પશે.

પંથીકોની શાંતિ માટેનું આ ઉપવન અલ્હાદ જનક હતું; વિહંગોનું કળા પ્રેરીત નૃત્યગાન કર્તવ્ય સૂચક હતું; વનચર પશુઓનો મંદ સ્વર શાંતિ પ્રીય હતો; સમીર ગતીનું સુખદ્ આંદોલન મનોરમ્ય હતું; પૃથ્વિ ચુંમન માટે ફળફળાદિનું નિચે ખરી પડવું મનોહર હતું અને દિશાઓની રમ્યતા મનુષ્ય વિહાર માટે દુઃખ વિસારક હતી.

ઉભય કુદરતની સૌંદર્યતાનું અવલોકન કરતાની સાથે, આગળ પૂર્ણ સાવધપણે રસ્તો કાપી રહેલા હતા. તેવામાં એક દ્રશ્યે તેઓની ગતીનો અવરોધ કર્યો. યોગ્ય તપાસ કરતા કોઇ બે વ્યક્તિઓ એક વૃક્ષ નિચે લાંબી સોડ તાણીને સુતેલી છે એમ તેઓને જણાયું.

"પહાડસિંહ! આ બંને વ્યકિતઓ પુરૂષ લેબાસમાં હોવા છતાં, તેમાં એક સ્ત્રી અને એક પુરૂષ લાગે છે. કેમ તમારૂં શું માનવું છે?" ભાનુમતિએ યોગ્ય ચિકીત્સા પૂર્વક આસ્તેથી જણાવ્યું.

"બરાબર છે. પણ સ્ત્રી વ્યક્તિએ પોતાનાં સ્ત્રીપણાને પુરૂષ લેબાસમાં છુપાવવાનું શું કારણ હશે? શું કોઇ પંથીકો તો નહિં હોય? આવા ભયપ્રદ વન પ્રદેશમાં લુંટારાઓનાં ભયને લીધે કદાચ તેને તેમ વર્તવું પડયું હશે. પણ અરે હું ભુલું છું. આતો કોઈ રાજદ્વારી જાસુસો હોય એમ જણાય છે! જુઓ, આ તેમની પાસેનાં બીજા ભીજા શસ્ત્રો મારી એ અટકળની સાક્ષી પુરે છે. કેમ ખરૂં કે નહીં?" પહાડસિંહે નિર્ભયતાથી છેક પાસે આવી, પગથી તે મસ્તક સુધીનો બધો ભાગ બારીકીથી તપાસ્યા બાદ પોતાનો અભિપ્રાય રજુ કર્યો.

"યથાર્થ છે. આવી વિકાળ વનભુમીમાં આવી રીતે જાસુસોને ફરવાનું શું કારણ હશે? પહાડસિંહ! મને મારૂં હૃદય કહી આપે છે

કે, જે કાર્ય માટે આપણે આટલી જહેમત ઉઠાવી છે; તે કાર્યની શરૂઆત આ સ્થળેથી થવા સંભવ છે. આ ઘીચ ઝાડી અને તેની આસપાસનો કેટલોક પ્રદેશ મને મારો પરિચીત લાગે છે. સ્મૃતી દેવી સૂચવે છે કે, એક વખત મારૂં આવાગમન આ સ્થળે થઇ ચુકયું છે; અને તે ચોકંસ છે. પહાડસિંહ ! ઘોર પાપીઓને પગ નીચે છુંદી નાખનાર પહાડસિંહ!! હુશીયાર રહેજો. ગફલત કરશો નહિં. આ વિકાળ વનભુમીમાં આપણે આપણું વીરત્વ પ્રકાસી આપવું પડશે; એમ મને લાગે છે. પેલું **યક્ષ મંદીર** પણ આટલામાંજ હોવું જોઇએ. આ બંને પંથીકો નહિં પણ ખરેખર જાસુસોજ છે." **ભાનુમતિએ આજુબાજુનો પ્રદેશ ધ્યાનપૂર્વક નિહાળી, અમુક ચોકસ અભિપ્રાય પર આવતાની સાથે, પહાડસિંહને સાવચેત રહેવા માટે સૂચના કરી.**

"નચિંત રહો! હું દરેક રીતે સાવધ છું. આપની ધારણાં સત્ય છે. પણ દેવી! આપણે જેને જાસુસો માનીએ છીએ તે કદાચ આપણા હિતસ્વી હોય તો! કુદરતની અંતર ઘટનાનું માપ કેમ કળી શકાય? અરે હું ભુલું છું. પેલી પુરૂષ વ્યક્તિનાં ગજવામાં એક કાગળનું પરબડીયું લાગે છે ને શું? રખેને તેમાંજ કાંઈ કાળુંધોળું તો નહીં હોય? તે પરબડીયાનો અમુક ભાગ બહાર દેખાતો હોવાથી, તેને યુકિતપૂર્વક સેરવી લેવાની ખાસ જરૂર છે. અને તે કાર્ય હું સંતોષકારક રીતે બજાવી સકીસ." **કર્તવ્ય ક્ષેત્રનું ભાન થતા પહાડસિંહે પોતાનો મનોભાવ પ્રગટ કર્યો.**

"વીર પહાડસિંહ! જરા સબુર કરો. એ કામ તમારૂં નથી પણ મારૂં છે. તમે અહીંયાજ બરાબર સાવધપણે ઉભા રહો. હું હમણાંજ

તે કાર્ય સિદ્ધ કરૂં છું." **ભાનુમતિએ પહાડસિંહને આગળ વધતો રોકી પોતાનો નિશ્ચય જાહેર કર્યો.**

સત્વર ભાનુમતિએ તે પરબડીયું ખેંચી લીધું. પહાડસિંહ ભાનુમતિની કાર્યકુશળતા જોઈ સાનંદાશ્ચર્ય પામ્યો. તપાસતા તે પરબડીયા પર નીચેના શબ્દો જોવામાં આવ્યા.

**" યક્ષ મંદીરના પુજારી તરફ—**

**સ્થળ જીવલેણ ગુફાની ધીચ ઝાડી."**

(ખાનગી).

બસ થયું; શંકાએ વિશેષ સ્વરૂપ ધારણ કર્યું; અને અંદર શું છે, તે સત્વર જાણી લેવા માટે તેઓ આતુર બન્યા. જરા થોડે દૂર જઈ તે પરબડીયું ખોલી અંદર નજર કરે છે તો, એક **પુજારી પરનો ખુલો પત્ર** અને જુદા જુદા નામનાં બીજા **બે પત્રો** તેમનાં જોવામાં આવ્યા કે જેનાં કવરો પર નિચેના શબ્દો હતા.

**કવર ૧ પહેલું:—**

**"યક્ષ મંદીરનાં ગુપ્ત ભેદી દરવાન**

**મી. જવાલાપ્રસાદ.**

**સ્થળ યક્ષ મંદીર."** (ખાનગી)

**કવર ૨ બીજું:—**

**"શ્રીમતિ મધુરાદેવી.**

**સંકટ ચૂર્ણાશ્રમ અધિષ્ટાત્રી.**

**સ્થળ સંકટ ચૂર્ણાશ્રમ ગુપ્તરૂમ.** (ખાનગી).

ઉક્ત સરનામાનાં બે ખાનગી કવરો જોઇ તેઓ આશ્ચર્ય ચકીત થયા. પ્રથમ પુજારી પરનો એક પત્ર તેઓએ વાંચ્યો. જેમાં લખ્યું હતું કે—

પુજારી મહાશય! સમયની અનુકુળતા છે; અને કેટલુંક કામ લગભગ સંપુર્ણ થવા આવ્યું છે. આપણી લડતનાં હીત માટે જેઓએ મહાન આત્મભોગ આપેલો છે, તેઓ પૈકીનાં વિશ્વાસપાત્ર બે જણને આજે તમારી પાસે ગુપ્ત વેશમાં મોકલ્યા છે. જેમાં એક સ્ત્રી અને એક પુરૂષ છે. માટે તેનો યોગ્ય સત્કાર કરી ત્વરાથી **જવાલાપ્રસાદ** નો ભેટો કરાવશો. કારણ કે તેઓને આપણાં ગુપ્ત ભેદી માર્ગ મારફત, શ્રીમતિ **મધુરાદેવી** પાસે ખાસ અગત્યનાં કારણસર પહોંચવાનું છે. જરા પણ ઢીલ કરશો નહિં. લી૦ તમારો વિશ્વાસુ,

**નિતીસિંહ.**

ઉક્ત પત્રનાં અવલોકનથી ધારેલ કાર્યની સફળતા માટેનું પ્રથમ પગથીયું હાથ લાગતાં, બંનેનાં સાનંદાશ્ચર્યનો પાર રહ્યો નહિં. ભાનુમતિની પ્રથમ ધારણા વધારે દ્રઢીભુત થવા લાગી. અને ભુતાદિક ઉપદ્રવનાં બ્હાનાં નીચે આ ખટપટ ઉભી થવા પામી છે, એમ તેને ચોકસપણે જણાયું. વિજયસિંહ અને નિતીસિંહ રાજકર્માચારી મંડળમાં ઉંચો હોદ્દો ધરાવે છે, એ તેના ધ્યાન બહાર નહોતું. બહાદુર પહાડસિંહને આ પત્રમાં નિતીસિંહની સહી જોઇ તેની નીચતા માટે ઘણું લાગી આવ્યું. **સેતાન સત્યની કિંમત આંકી શકતો નથી; લોભી લક્ષ્મીની ચંચળતા નિહાળી શકતો નથી; અને નિરક્ષર અક્ષર જ્ઞાનની મહત્તા માપી શકતો નથી.** તેમ એક

ઘોર પ્રપંચી આત્મા. નિખાલસપણાનાં સદ્‌ભાવની કિમત આંકી શકે નહિં. એમ તેને જણાયું. હવે પહાડસિંહને ખાત્રી થઈ કે, શહેરમાં થતો ઉલકાપાત એ ભુતાદિક ઉપદ્રવ નથી; પણ એક મહાન ભયંકર ખટપટનું એ ગંભીર સ્વરૂપ છે. વધુ ખાત્રી માટે જ્વાલા પ્રસાદનાં નામનું એક કવર ઉભયે યુક્તિપૂર્વક ખોલ્યું. તો તેમાં નિચેનાં શબ્દો જણાયા.

**શ્રીયુત જ્વાલાપ્રસાદ!**

લાંબા વખતની આપણી આશા ત્રપ્ત થવાનો કિમતી સમય હવે આવી પહોંચ્યો છે. સલતનનો નાશ થવાની તૈયારી થઈ ચુકી છે. દીવાની પદ મેળવવા માટેની તમારી મહદ્ ઇચ્છા ત્રપ્ત થવાનો ટાઇમ હવે એકદમ નજીક આવ્યો છે. તમોએ જે સેવા બજાવી છે, તેનો યોગ્ય બદલો જરૂર તમોને આપવામાં આવશે. હાલ તો યોગ્ય કાર્યની યોગ્ય કદર મેળવવા માટે કાર્યની સંગીનતા તરફ દ્રષ્ટિ રાખશો. વિશેષ તમોને શું ભલામણ હોય? આજે બે વિશ્વાસુ ગુપ્તચરોને, પુજારી મહાશય મારફત તમારી પાસે મોકલ્યા છે, તો તેઓને આપણાં ગુપ્ત ભેદી માર્ગની યોગ્ય માહેતી આપી, શ્રીમતી મધુરાદેવી પાસે સત્વર રવાનાં કરી દેશો. જરા પણ વિલંબ ન થાય તેને માટે કાળજી રાખવા ભલામણ છે. લી૦ તમારો હિતચીંતક;

**નિતીસિંહ.**

આ પત્ર વાંચનથી ઉભયનાં હ્રદયમાં જરા ક્ષોભ થયો. 'સલતનનો નાશ' એ શબ્દોપર તેઓનું ધ્યાન વધારે રોકાયું. પાપીઓનું પાપી હ્રદય કેટલી હદે સ્વાર્થાંધતા સાધી શકે છે, તેનો તેઓને સાક્ષા-

સ્કાર થયો. આ નૂતન બાતમી માટે પ્રભુનો ઉપકાર માની, તુરત મધુરાદેવીના નામનું કવર આસ્તેથી તેઓએ ખોલી નાખ્યું. તો તેમાં લખ્યું હતું કે,—

પ્રિયે!

જાણીને ખુશિ થશો કે ભાનુમતિ કાલીઘાટની ઘીચ ઝાડીમાં આપણા છુપા જાસુસો વચ્ચે સપડાઈ ચુકી છે; પ્રબળસિંહ મારાઓની તિક્ષણ તલવારનો ભોગ થવાની તૈયારીમાં છે; વિમળા અને સરલાનું હરણ થઈ ચુકયું છે; અને સત્યપ્રિયના ખુન માટે યોગ્ય તદબીર રચાઈ ચુકી છે, વિજયસિંહ સહીત હું પોતે વનભુમીમાં આવી પહોંચ્યો છું. કામ સત્વર ખલાસ થવા વકી છે. સલતનનું સ્વામીત્વ પદ મેળવવાને હવે માત્ર એકાદ અઠવાડીયાની જરૂર છે; માટે શાંતિ રાખશો. જરૂરી વિચારોની આપલે માટે તમારી હાજરીની ખાસ જરૂર છે. માટે વિશ્વાસપાત્ર ગુપ્તચરોને તમારી પાસે એક ગુપ્ત લેબાસમાં મોકલી આપ્યા છે; તો યોગ્ય કરશો. લાંબો વખત થયા તમારૂં મળવું થયું નથી. આનંદમાં ખામી પડે છે. સત્વર આવશો તમારી હાજરી વિનાનો સર્વ શુભ પ્રસંગ કેવળ નિરસ લાગે છે. તમો સુજ્ઞને વધારે ભલામણની જરૂર નથી. લી૦ તમારો,

નિતીસિંહ.

બસ થયું; છેલા પત્રે અગ્નિમાં ઘી હોમ્યું અને વિજયસિંહ તથા નિતીસિંહની નિચતાનો સંપુર્ણ ખ્યાલ તેઓને આવી શકયો. આથી પાપીઓને તેની પાપી વાસનાનો સત્વર બદલો આપવો જોઇએ એ નિર્ણય પર તેઓ આવ્યા. સલતનની ડગમગતી સ્થિતી, અને રાજ-

કુટુંબપર આફતનો ભય; કે જેનાં માટે તેઓને બહુજ લાગી આવ્યું. મહારાજા સત્યપ્રિયની શું સ્થિતી હશે ? કુમાર પ્રબળસિંહનું શું થયું હશે? કૌમારીકા વિમળા તથા સરલા કેવી હાલતમાં હશે? તેનું દુઃખદ ચિત્ર ભાનુમતિની દ્રષ્ટિ સન્મુખ તરી રહેવા લાગ્યું. આ અણધારેલા બનાવ માટે પહાડસિંહ આશ્ચર્ય ચકીત થયો. પ્રથમ નિદ્રાવસ ગુપ્ત. ચરોને યમદ્વાર પહોંચાડવા માટે ઉભયે ઉચીત ધાર્યું. આસ્તેથી તેઓની ગરદન પર ભાનુમતિએ પોતાની સમશેર ચલાવી દીધી. અને ગુપ્ત લેબાસનો કેટલોક સામાન હાથ કરી તેઓનાં મૃત દેહોને ભુમીગ્રહનો આશરો આપ્યો.

સંકટચૂર્ણાશ્રમ એ નામની એક જાહેર સંસ્થા હતી; બાહ્ય આડંબરથી પ્રજામતનું તેણે સારી રીતે આકર્ષણ કર્યું હતું; સેંકડો સ્ત્રી પુરૂષો તેની ઇંદ્રિજાળમાં સપડાઇ ચુકયા હતા; ઉદ્યોગી કાર્યોનાં બ્હાનાં નિચે કર્માચારીઓની સ્વાર્થાંધતા વૃદ્ધિગત્ થવા પામી હતી; કોઇપણ વિઝીટર આ સંસ્થાની અંતર ઘટના માપી શકતો નહિં; શિક્ષણના નામે અનેક પોપલીલાનો જન્મ થવા પામ્યો હતો; લક્ષ્મી-ધરો અને બુદ્ધિધરોની તેમાં સામેલગીરી હતી; શિક્ષીત વર્ગ પણ તેમાં હોમાવા પામ્યો હતો; આ સંસ્થાનું સંચાલનપણું મધુરાદેવી નામે એક પ્રૌઢ વિધવાના હાથમાં હતું; એ પ્રૌઢ વિધવા ઘોર પાપાચારની એક જીવતી પ્રતિમા હોવા છતાં, જનતાની દૃષ્ટિએ વિદુશીપણાનો ટાઇટલ તેણે મેળવી લીધેલ હતો; આ સંસ્થાનું સ્વામીત્વ વિજયસિંહ અને નિતીસિંહનું હતું; તેઓ મધુરાદેવીની મોહજાળમાં ફસાઈ તેનાં પાકા ગુલામો બની રહ્યા હતા; અને ટુંકામાં એ ત્રીપુટીની સ્વાર્થ પિપાસાએ આ સંકટચૂર્ણાશ્રમ **સંકટપૂર્ણાશ્રમનું** એક દુઃખમય ધામ બનવા પામ્યું હતું.

ઉક્ત દુઃખમય ધામની મુલાકાત ભાનુમતિ અને પહાડસિંહે એકથી વધુ વખત લીધી હોવા છતાં પણ, તેઓને ત્યાં એક પણ દુઃખનુ નામ નિશાન જોવામાં આવ્યું નહોતું. એટલુંજ નહિં પરંતુ તે સસ્થાના સંચાલન મધુરાદેવીની સેવા પરાયણતા (?) પ્રત્યે તેઓને ઘણું માન હતું. આજે તે માનનો લોપ થવાથી અનેક શંકાઓ ઉદ્દભવવા પામી હતી. સજ્જન અને રાજકુટુંબની પાયમાલીનું મુળ કારણ હાથ લાગવાથી, જરા પણ નહિં ગભરાતાં, પ્રથમ તો મધુરાદેવીનાં **ગુપ્તાલય**ની મુલાકાત માટે તેઓ તત્પર થયા; અને છુપી રીતે દરેક બાતમી મેળવવાનાં ઉંચ આશયે, મૃત ગુપ્ત જાસુસોનો વેશ પહેરી લઇ, તમામ કાગળો પાછા જેમના તેમ કરી, તેઓ ટુંક વખતમાં કેટલીક વિટંબનાઓને વિતાવી, 'પુજારી' ને મળવા માટે યક્ષ દેવનાં દેવળ નજીક આવી પહોંચ્યા.

યક્ષ દેવનું દેવળ કાંઇક ન્હાનું છે; અનેકવિધ નાના મોટા ડુંગરોની હારમાળા, અને ભિન્ન ભિન્ન વૃક્ષોની ઘીચ ઝાડી વચ્ચે આવેલું હોવાથી તેનો દેખાવ દીલને ચોંકાવનારો છે; તેની બાંધણી પ્રાચીન શિલ્પકળાનું ભાન કરાવે તેવી છે; તેની જીર્ણ હાલતથી તે પ્રાચીન સમયનું બંધાએલ હોય તેવો ભાસ થાય છે; દેવળની ચોમેર બાહ્ય દિવાલો પર અનેક ભયાનક ચિત્રો આળેખવામાં આવેલ છે; આ ચિત્રોમાં કેટલાક અશ્લીલ અને બિભીષ્ટ ચીત્રો પણ જોવામાં આવે છે; અને ધાર્મિક દેવળમાં આવા પ્રકારની અનિતી શા માટે અખત્યાર કરવામાં આવી હશે ? એવો પ્રશ્ન દૃષ્ટાને સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય તેવી ત્યાંની પરિસ્થિતી છે.

ભાનુમતિ અને પહાડસિંહ દેવળની અંદર ગયા. કોઇપણ જાતનાં બારી બારણાં ન હોવાને લીધે દેવળમાં પૂર્ણ અંધકાર વ્યાપી રહ્યો

છે; ડુંગરાની હારમાળા અને વૃક્ષોની ધીચ ઝાડી પણ કુદરતી પ્રકાશ ને રોકી રહી છે; પુષ્પાદિકની સુવાસને બદલે કોઇ દુર્ગંધીમય પદાર્થોની દુઃશ્વાસના આવી રહી છે; ભાનુમતિને સેજ લાગી આવે છે કે–" આ તે ધાર્મિક સ્થળ છે કે કસાયોનું ધામ છે ?" દેવળ નિર્જન છે; અંદર માત્ર યક્ષ દેવની વિક્રાળ મૂર્તિ પર સીંદુરને બદલે રક્તનો લેપ હોવાથી કાંઇક વિશેષ ભયંકરતા પ્રદર્શિત થાય છે; પણ દિપકનાં પ્રકાશ વિના તે મૂર્તિનું યથાર્થ દર્શન થઇ શકે તેમ નથી. તરત ભાનુમતિ પહાડસિંહ ને સાવધ રહેવા માટે ઇસારો કરી, પોતાનાં ગુપ્ત ફાનસની ચાંપ દાબી પ્રકાશ કરે છે. અનેક વીર યૂવક અને વીર રમણીઓ આ દેવળમાં અદૃષ્ય થવા પામી છે, તે વાતનું ભાનુમતિને સ્મરણ થાય છે; તે ઉપરથી દેવળની નીચે કોઈ ગુપ્ત આવાસ હોવો જોઇએ એવું અનુમામ થાય છે. પહાડસિંહે પગ ઠોકી જોતાં તે અનુમાન સત્ય ઠરે છે. ભાનુમતિ યુક્તિથી તે ગુપ્તાલયના દ્વારની તપાસ કરે છે; પણ તેમાં તે નિષ્ફળ નિવડે છે. ભાનુમતિ અને પહાડસિંહ દેવળની બહાર આવે છે. જરા શાંત ચિત્તે વિચારમાળામાં ગુંથાઇ પુજારીની રાહ જુએ છે; તેવામાં તેઓની દૃષ્ટિ પાસેની એક ગુફાપર પડે છે. જીવલેણ ગુફા બીજી કોઇ નહિં પણ આજ હોવી જોઇએ, એમ ધારી પુજારીનાં મેળાપ માટે તેઓ ત્યાં આવે છે.

ભાનુમતિ અને પહાડસિંહ તે ગુફામાં પ્રવેશ કરે છે. ગુફા ઘણી વિશાળ અને ઉંડી છે. ગાઢ અંધકારને લીધે તે ઘણી ભયાનક લાગે છે. દુનિયાનો પ્રતિધ્વનિ તેમાં થઇ શકે છે. કેટલાક આગીઆ પતંગી-યાંઓ ગતિમાન છે. નિડર ઉભય વીરાત્માઓ આસ્તે આસ્તે અંદર ઉતરે છે. દિવાલોમાંથી અંકુર ફુટીને ઉગી નિકળેલ એક વૃક્ષની

મજબુત ડાળ પર ચડી જાય છે. શાંત રીતે થોડો સમય બેસી રહે છે. કોઇના પગ પેસારાનો ધ્વનિ સંભળાતો નથી. ભાનુમતિ ગુપ્ત ફાનસનો ઉપયોગ કરે છે. ગુફાની તમામ બાજુએાે ધ્યાનપૂર્વક તપાસે છે. ઘણી અજાયબી વચ્ચે વૃક્ષની ડાળીઓ પાછળ એક બારણા જેવું તેને દેખાવા પામે છે.

બારણું ખુલ્લું હતું. ભાનુમતિ અને પહાડસિંહે સત્વર તેમાં પ્રવેશ કર્યો. અંદર એક નાના રૂમની દિવાલ પર લોખંડનો મજબુત ખીલો તેની દૃષ્ટિએ પડયો, ભાનુમતિએ ધીમેથી તેના પર હાથ ફેરવ્યો તો, તેની સુંવાળપ છાની રહેવા પામી નહિં. આથી તેની ખાત્રી થઈ કે, આ ખીલાનો નિરંતર ઉપયોગ થતો હોવો જોઇએ. પહાડસિંહે તે ખીલાને જરા બળપૂર્વક હલાવ્યો ત્યારે તે હાલવા લાગ્યો. અને વિશેષ બળ કરતા તે બહાર નિકળી ગયો. અને સાથે તે દિવાલમાંનું એક ચોરસું પણ નિચે સરી પડયું. આથી એક કમાનદાર બારણું ખુલ્લું થયું. બન્ને આશ્ચર્ય પામ્યા. અને અંદર પ્રવેશ કર્યો. અંધારૂં વિશેષ હતું. અને સ્થળ અપરિચીત હતું. પણ બન્ને ભયભિત ન થતા, '**ફરજ જયાં લઈ જાય ત્યાં જવુંજ જોઇએ.**' એ મહા વાકયનું સ્મરણ કરી, તરતજ તેણે ગુપ્ત ફાનસનો ઉપયોગ કર્યો. તત્કાળ નિચે ઉતરવાનાં પગથીઆં નજરે પડયાં. પગથીઆં ઘણાં સાંકડાં અને લીસા હતાં. તે ઉપરથી તેઓએ ચોકસ અનુમાન કર્યું કે—આ સ્થળે કોઇની આવજા થતી હોવી જોઇએ. જયારે તેઓ કેટલાક પગથીઆં નિચે ઉતર્યા, ત્યારે અંદર એક વિશાળ ઓરડો આવ્યો. ઓરડો કાંઇક લંબચોરસ હતો. ઉપર પથ્થરની પાકી છત હતી. ભાનુમતિને સમજાયું કે-આ ઓરડાની ઉપર જ યક્ષ મંદીર હોવું જોઇએ. ઓરડો ખાલી

હતો. અંદર તાલપત્રી બીછાવેલ હતી. ઉભયની ખાત્રી થઇ કે આ સ્થળે કોઇનું આવાગમન હોવું જોઇએ. જરા શાંતીની જરૂર જણાઈ, અને તેઓ એક આસન પર બેઠા. કે સત્વર ઉપરની છતમાં એક મોટું ચોરસ ગાબડું પડી ગયું. આશ્ચર્યનો પાર રહ્યો નહીં. બહાદુર ભાનુમતિ તે ગાબડામાંથી પસાર થઇને ઉપર આવી. પહાડસિંહ પણ તેની પાછળ આવ્યો. ને જુએ છે તો, પોતાને યક્ષદેવના દેવળની અંદર યક્ષ પ્રતિમા પાસે ઉભેલા જોયા. ગુપ્ત ફાનસથી તે ગાબડું બરાબર નિહાળ્યું. તો તેમાં લાકડાનાં મજબુત ચોકઠા પર ઢાંકણા રૂપે એક ચોરસ પાટીયું, કે જેને ઉઘાડવા બીડવા માટે જુદી જુદી બે ચાંપો હતી; તે નજરે પડયું. અજાણ્યો માણસ આ ગુપ્ત યંત્રણાનો ભેદ કળી શકે નહિં, તેવી રીતે ઉક્ત ઢાંકણાની યોજના સ્વીકારાએલ હતી. તે ગુપ્ત ઢાંકણાની જુદી જુદી બે ચાંપોનું કનેકસન, ભાનુમતિ અને પહાડસિંહ પ્રથમ જે આસન પર બેઠા હતા, તે આસનની સાથે ભુ પ્રદેશમાં યુક્તિપૂર્વક ગોઠવાએલ હતું. ઉભયની ખાત્રી થઈ કે, જે કોઇ દર્શનાતુર આ દેવળમાં પ્રવેશ કરે, તેઓ પૈકીના કોઇને પટકી પાડવા માટેની આ એક અકળીત યોજના છે. આજ સુધીમાં જે જે જીવાત્માઓ આ દેવળની અંદર અદ્રષ્ય થયા છે; તે માત્ર આ યોજનાને આભારી છે. ભાનુમતિ અને પહાડસિંહે, તે દ્વાર સંબંધી યોગ્ય માહિતી મેળવી, સત્વર નિચે આવી, પાછું તે બારણું બંધ કરી દીધું. તેવામાં અચાનક એક ભયંકર અવાજ થયો. જેને લઈ તે ઓરડો ગાજી ઉઠયો. ભાનુમતિ અને પહાડસિંહ તે અવાજ સાંભળી, આશ્ચર્યની સાથે પોતાનાં ગુપ્ત હથીઆરો સંભાળી સાવધ થયા. અને તે અવાજ કયાંથી અને કઇ રીતે આવ્યો, તેની તપાસ માટે પ્રબળ ઇચ્છા આગળ વધી. એટલામાં એક બીજો અવાજ

સંભળાયો. અને તેની સાથેજ જે ઓરડામાં આ ઉભય વિરાત્માઓ ઉભેલા હતા, તે ઓરડાનું એક બીજું ગુપ્ત દ્વાર, કે જે અદ્યાપિ પર્યંત તેઓએ જોયું નહતું તે ખુલ્લું થયું. અત્યાર સુધી ભાનુમતિ અને પહાડસિંહ આપસ આપસમાં ઇસારાથી કામ લેતા હતા. પણ હવે કટાકટીનો સમય જાણી અતિ મંદ સ્વરે ભાનુમતિએ પહાડસિંહનાં કાનમાં ફુંક મારી કે,–યુક્તિપૂર્વક કામ લેતા જીવન જોખમમાં આવી પડે તો પૂર્ણ સાવધ રહેજો. પહાડસિંહે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે–'આપ બેફીકર રહો. હું પૂર્ણ સાવધ છું.' ઉભયે નૂતન બારણાં ભણી દૃષ્ટિપાત કર્યો, તો એક બિહામણી આકૃતી તેઓનાં જોવામાં આવી.

આ આકૃતી એ એક મનુષ્ય આકૃતી હતી; ભુતાદિકનાં કત્રીમ લેબાસ નીચે તેનું ખરૂં સ્વરૂપ છુપાએલ હતું; તેની મુખમુદ્રા તદ્દન શ્યામ હતી; તેની આંખોએ રક્તવર્ણ સ્વરૂપ ધારણ કર્યું હતું; તેની જીભનો અમુક ભાગ બહાર લટકી રહ્યો હતો; તેના માથાનાં વાળ અતિશય લાંબા અને શરીરનાં પૃષ્ટ ભાગપર વિખરાએલ હતા; તેના હાથમાં એક મજબુત ગદા હતી; શ્યામ રંગની એક કફની તેણે ધારણ કરી હતી; અને હાથમાંની ગદા ચોમેર ફેરવતાની સાથે અનેક જાતનું નૃત્ય તેણે શરૂ કર્યું હતું.

ભાનુમતિ કાંઇક બોલવા જાય છે, તે પહેલાં તો એકદમ એક આગનો ભડકો થઇ તે હોલાઇ ગયો. તેની પાછળ એક ઘોર નાદ સંભળાયો. પહાડસિંહ જરા પાછું વાળીને જુએ છે, તો વળી વિચીત્ર દેખાવની એક બીજી આકૃતી તેઓનાં જોવામાં આવી.

આ બીજી આકૃતી એ પણ એક મનુષ્ય આકૃતી હતી; તેના બન્ને હાથ રૂધીરથી ખરડાએલ હતા; તેના ભાલ પ્રદેશપર એક સિંદુરનું

ત્રીપુંડ હતું; આસમાની રંગની એક કફની તેણે ધારણ કરી હતી; તેના મોઢામાંથી અગ્નિના તણખાઓ ઝરતા હતા; તેના હાથમાં એક ખુલી તરવાર હતી; તેના શરીરની આસપાસ તે તરવાર ફરી રહી હતી; શારીરીક અવયવોની કાપણી અને પુનઃ તે અવયવોનું પેદા થવું એ તેની કૃત્રીમ ઘટનાનું દ્રષ્ય આબેહુબ હતું; ભાનુમતિ અને પહાડસિંહ ઘણી અજાયબી રીતે આ દેખાવ નિહાળી રહ્યા હતા.

જોતજોતામાં એક છુટો હાથ તેઓની પાસે આવીને પડયો; ત્યાર પછી બીજો હાથ પડયો; વળી એક પગ પડયો; ત્યાર પછી બીજો પગ પડયો. ભાનુમતિ પ્રત્યેક અવયવ પોતાનાં હાથમાં લઈ તેનું નિરીક્ષણ કરવા લાગી. ખરેખર તે અવયવો કૃત્રીમ નહીં પણ કુદરતી પ્રતિત થતા હતા. ભાનુમતિ આશ્ચર્ય પામી. અને વિચારવા લાગી કે, શું હું આ સત્ય દેખું છું; કે કોઇ ભ્રમણા હશે? નહિંજ સત્ય છે. ત્યારે શું ભુત પ્રેતની વાતો, કે જેને હું અસત્ય માનું છું તે તદન સાચી હશે? નહિં નહિં. સદ્‌સદ્‌ વિવેકબુદ્ધિ તે માનવાની મના કરે છે; ત્યારે હું આ પ્રત્યક્ષ જોઉ છું તેનું તાત્પર્ય શું? નજરે દેખાય તે માનવું કે પ્રમાણપત્રોની સાથે બુદ્ધિ કહે તે માનવું? ગમે તેમ હો! તેની મને શું દરકાર છે. તેવામાં પાછો એક તોપના જેવો પ્રચંડ ધ્વનિ થયો અને એક ભયાનક આકૃતીનું દર્શન થયું.

આ ત્રીજી આકૃતીએ પણ મનુષ્ય કોટીનીજ આકૃતી હતી. તેનું માથા વીનાનું ધડ લોહીથી તરબોળ હતું; તેની બન્ને ભુજાઓમાં ચળકતી ફરસીઓ હતી; અને ફરસીયો સહીત ગોળાકારમાં ફરતી તે વ્યકિતનું ભયાનક ચિત્ર કોઈ અનોખુંજ હતું. ભાનુમતિ અને પહાડસિંહે આ દ્રષ્ય પણ કાળજીપૂર્વક નિહાળ્યું.

આ વખતે એક ઘંટ નાદ થયો. અને મહીશ ગર્જના થઈ. પાડાપર એક ખવીસ જેવી આકૃતીનો દેખાવ થયો.

આ ચોથી આકૃતીએ પણ મનુષ્યાકૃતી હતી; તેનું માથું ખુલ્લું હતું; કેશ છુટા હતા; ભાલ પ્રદેશ ચકચકીત હતો; અને હાથમાં એક ત્રિશુળ હતું,

આમ એક પછી એક ચમત્કારી દ્રષ્યો જોઇ, ભાનુમતિ અને પહાડસિંહ ભારે અજાયબીમાં ગરકાવ થયા. છતાં કિંચીત માત્ર ભય પામ્યા નહી. નિડરપણે તેઓએ શાંતાથી બધું જોયા કર્યું. ખચીત આ ઉભય વીરાત્માઓની જગ્યાએ જો કોઇ અન્ય મનુષ્યો હોત, તો તેઓનાં જીવન મુક્ત માટે ઉક્ત બિહામણા દેખાવોજ પુરતા હતા.

ઉકત ભયાનક આકૃતીઓ ભાનુમતિ અને પહાડસિંહને ઘેરી લેવા માટે છેક તેમની પાસે આવી, અનેક વિધ અવનવા ચમત્કારી દેખાવો તેણે ધારણ કર્યા છતાં તેઓ જરાપણ ક્ષોભ પામ્યા નહિં. જો ધારત તો ભાનુમતિ અને પહાડસિંહ તેઓની સાથે જીવ સટોસટની રમત ખેલી તેઓને મહાત કરી શકત પણ તેઓ અત્યારે ગુપ્તચરોના વેશમાં હોવાથી તેમ કરવું તેઓને ઉચીત લાગ્યું નહીં. તેવામાં એવું બન્યું કે,-ઉપરની છતમાંનું ગુપ્તભેદી દ્વાર (જે દ્વારમાંથી ભાનુમતિ અને પહાડસિંહ યક્ષદેવના દેવળ મધ્યે આવી પહોંચ્યા હતા તે,) આપોઆપ ખુલું થયું; અને બે મનુષ્ય વ્યકિત ધબ દઇને નીચે આવી પહોંચી. આ વ્યકિતઓને જોઈ ઉક્ત ભયાનક આકૃતિઓ એકદમ શાંત થઈ ગઈ. અને તેઓને યોગ્ય નમન કરી 'મળેલા નૂતન શિકાર' માટે શી આજ્ઞા છે; તેની રાહ જોવા લાગી.

પ્રિય વાંચક! ઉક્ત ચમત્કારી દેખાવો એ ભુતાદિક ઉપદ્રવ છે; એમ માની લેવા માટે જરા પણ ઉતાવળ કરીશ નહીં. કેમકે આ બધી કૃત્રીમતાજ છે. ટુંક વખતમાં તું આનો ભેદ જાણુવા પામીશ. હાલ તો તે બહાદુર ભાનુમતિ અને પહાડસિંહને ગુપ્તચરોના વેશમાં તે જીવલેણુ ગુફામાં પુજારીને મળવા જતાં, જે વિક્રાળ આકૃતિઓના પંજામાં, આ નવી ઉભય વ્યક્તિઓના માત્ર એકજ હુકમના આધારે, જીવન મરણુના ગંભીર સવાલ વચ્ચે જે સપડાવું પડયું છે; તે દુ:ખદ્દ બનાવને જરા ત્યાંજ રોકી, તારી મનોભાવનાને સત્યવતિથી બે કોશ દૂર, ભુતીયાવડની નજીક ખેતલીયાની નાની દેરીનાં એક ચોક મધ્યે, કુમાર પ્રબળસિંહ, કે જે એક **સંહારક** અને **સહાયક** સંજોગો વચ્ચે આવી પડેલ છે ત્યાં સ્થાપિત કર.

રાજકુમાર પ્રબળસિંહ. રાજકૌમારીકા વિમળા અને સરલાના રક્ષણુ માટે યોગ્ય બંદોબસ્ત કરવા જતાં, દુશ્મનોના હાથ નિચે સપડાઇ, ખેતલીઆનો ભોગ થવાની કાળ રાત્રીએ, અકસમાત કોઇ વીર યોગીનીનું રક્ષણુ મેળવવા માટે ભાગ્યશાળી થયો છે. એ આપણે વાંચનાર! સારી રીતે જોઇ શકયા છીએ. હવે તેની ભાગ્યરેખા તેને કયાં લઇ જવા ધારે છે; તે આપણે જોશું.

પ્રબળસિંહ પોતાને મળેલી સહાયતાના યોગે પુનઃ પાછો સાવધ થયો. દુશ્મનો આ વીર યોગિનીને મહાત કરવામાં રોકાયા. આ તકનો લાભ લઇ. પ્રબળસિંહે પાછળથી તેમનાપર એક મજબુત મારો ચાલુ રાખ્યો. કેટલાકને તેણે પ્રાણુ શરણુ બનાવ્યા. વીર યોગિનીએ પણુ પૂર્ણ વીરતાથી તેઓની કતલ ચાલુ રાખી, આખર દુશ્મનોનો પરાભવ થયો. કહેવાતું ધાર્મિક સ્થળ આજે મનુષ્ય વધનાં યજ્ઞકાંડવડે

ભયપ્રદ બની રહ્યું. આસપાસનો ભુમી પ્રદેશ લાલ થઈ ગયો; છુટા છવાયા મૃતપાય શારિરીક અવયવો વડે ચોમેર ભયંકરતા પ્રસરી રહી. બહાદુર પ્રબળસિંહે અણીની વખતે અકસમાત પોતાની મદદે આવી પહોંચનાર વીર યોગિનીનો પુનઃ પુનઃ ઉપકાર માન્યો.

"યોગિની મહાશય! આપનો અહેશાન અવર્ણનિય છે. આપની ભલી લાગણી માટે હું આપનો પુનઃ પુનઃ ઉપકાર માનું છું. દેવી! આપ કોણ છો? અને આવી કાળ રાત્રીએ આં પિસાચી ભુવનવાળા વિકાળ પ્રદેશમાં આપનું આવવું શા કારણથી થયું છે? (સ્વાગતઃ—અરે! આ યોગિનીને જોતાં મને નીતિસિંહની વીર પુત્રી દેવી ઈંદુમતીનું સ્મરણ થઇ આવે છે. ત્યારે શું તે પોતે તો નહિં હોય? ચાલ જરા વધુ પ્રશ્ન કરી કાંઇક વિશેષ માહેતી મેળવી લઉં) સહાયિની! આપનું અપ્રતિમ શૌર્ય, વીરત્વ શકિત, અને ક્ષાત્રતેજ સ્તુત્ય છે. આપ કોઇ ક્ષત્રી કુળદિપક વીરબાળા છો; એમ મને મારૂં હૃદય કહી આપે છે. અને જો તેમજ હોય તો, આપે આવડી નાની ઉમરમા કયા કારણને અનુસરી આ યોગમાર્ગ ગ્રહણ કર્યો છે; તે કૃપા કરી જણાવશો." **પ્રબળસિંહે યોગ્ય ઉપકાર માની, સત્ય હકીકત જાણવા માટે પ્રશ્ન કર્યો.**

"પ્રબળ ભાગ્યવાન પ્રબળસિંહ! મનુષ્યને હજાર હાથની ઉંડી ખાઇમાં પડવાને, અથવા તો ઉંચે આસમાનપર ચડી અનેક સાહસો ખેડવાને **સ્વાર્થ**નું એક માત્ર મોહક તત્વ બસ થઈ પડે છે. સ્વાર્થની લોલુપતાને ખાતર ઘણી વખતે લાખો મનુષ્યોની કાપાકાપી ચાલેલી છે. સ્વાર્થનાં માર્મીક શબ્દોથી હજારો ભયંકર લડાઇઓ ઉત્પન્ન થવા પામી છે. વિશ્વની સપાટીપર વારંવાર થએલ ઉલકાપાત, તથા

પ્રલય અગ્નિ સ્વાર્થ શબ્દનેજ આભારો છે. અને અનેક રમખાણોને જન્મ આપનાર, સૂવર્ણની લંકાને બાળી ભસ્મ કરનાર, પાણીપતના ઇતિહાસ પ્રસિદ્ધ મેદાનને રક્તથી તરબોળ કરનાર કારણોનું લક્ષબિંદુ સ્વાર્થજ છે. હું પણ સ્વાર્થની મધુરી જાળમાં ફસાએલી છું. અને તેથીજ આ મહાન કાર્ય ખેડવાનું એક ગંભીર સાહસ કરી, હું અહિં સુધી આવી પહોંચી છું. રાજકુમાર! અરે એ વિધાત્રાથી સુરક્ષીત રાજકુમાર!! મારો અંગત સ્વાર્થ આપનામાં છુપાએલો છે. અને તેથી મેં જે કાંઇ કરી બતાવ્યું, તેના માટે આપે ઉપકાર માનવાની કાંઇ પણ જરૂર નથી. હું કોણ છું, એતો હવે આપ કળી શકયા હશો. ન કળી શકયા હો તો મારે જણાવી દેવું જોઇએ કે, હું એક બચપણથી તે અત્યાર સુધી સાથે રમી, જમી, ફરી, નિર્મળ પ્રેમનું પોશણ કરી આપના ગુણદોશને ઓળખી લેનાર નીતિસિંહની પુત્રી **ઇંદુમતિ** છું. અને ઉક્ત સાહસ ખેડવા જતાં દુશ્મનોના હાથ નીચે ન આવી પડું, તેના માટે આ યોગિનીનો છુપો વેશ ધારણ કરવો પડયો છે." **ઇંદુમતીએ પોતાનો મનોભાવ વ્યક્ત કરતાં જણાવ્યું.**

"બહાદુર ઇંદુમતિ! તમે આવું જોખમ ભરેલું કાર્ય ખેડવાને પ્રબળ શક્તિમાન છો; એતો મેં આજેજ જાણ્યું. આવડી નાની ઉમરમાં વિશુદ્ધ મૈત્રીભાવનું યોગ્ય પોશણ કરી, ક્ષત્રીવટનું પાણી દિપાવનાર, તમારા જેવું કન્યા રત્ન અન્ય કોઈ આ ભૂપ્રદેશમાં વિદ્યમાન હશે કે કેમ? એ એક ભયંકર પ્રશ્ન છે. વિદ્વાનોએ ખરૂંજ કહ્યું છે કે,—

જનુની જણ તો ભકતજન, કાં દાતા કાં સૂર;
નહિંતર રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

તમે એક 'પ્રભુપ્રેમ,' અને 'દાત્રુત્વ' પણાથી અલંકૃત છો એમજ મારૂં માનવું હતું. આજે તે દ્વિગુણધારક શક્તિમાં 'વીરકત' શકિતનો સમાવેશ થતો જોઇ, હું ઘણોજ ખુશી થયો છું. ઉકત ત્રીગુણ ધારક શકિત વડે તમોએ તમારી જનુનીની કુખ દીપાવી છે. અને તેથી તમારા જેવું કન્યા રત્ન કે જેને જન્મ આપનાર તમારી જનેતાને ધન્યવાદ આપ્યા વગર હું રહી શકતો નથી. પણ કૌમારીકા! અરે ઓ કર્તવ્ય પાલક કૌમારીકા!! તમો એક તમારા પિતાશ્રીના અસીમ જુલમ નીચે સ્વમહેલમાં કેદી જીવન ગુજારવાથી ભયંકર માંદગીના સપાટામાં આવી પડયા છતાં, આ સાહસ પાર પાડવા માટે તમો કેવી રીતે શકિતમાન થયા? શું કોઇ **અઘોરી** મહાશયના **યોગબળ**ની સહાયતા વડે, આ તમારો બાળ સાથી આવી કાળ રાત્રીએ, ઘોર જંગલમાં એક ભુતીઆવડની નજીક, ખેતલીઆનો ભોગ થવાની ભયંકર આપતીમાં છે; એ જાણી લઇ તમે અહીં સુધી તો નથી આવી પહોંચ્યા ને? દેવ કન્યા! અરે ઓ દૈવી ગુણધારક દેવ કન્યા!! તમારા આ સાહસે મને તમારા અસીમ ઉપકાર નિચે એવો તો દબાવી દીધો છે કે, હું સદાને માટે હવે તમારો ઋણી બન્યો છું. માટે કહો! સત્વર કહો!! તમારો અંગત સ્વાર્થ મારામાં શું રહ્યો છે?" **પ્રબળસિંહે યોગ્ય કાર્યની યોગ્ય કદર બુઝાવા માટે, પોતાની કૃતજ્ઞતાનો ઉપયોગ કરતા કહ્યું.**

"રાજકુમાર! મારો અંગત સ્વાર્થ શું છે, તે તો સમય આવ્યે આપોઆપ એની મેળેજ વ્કત થઇ જશે. હાલ તો આપના ઉક્ત પ્રશ્નનો પ્રત્યુત્તર આપતાં મારે જણાવવું જોઇએ કે,—હું એક ભયંકર માંદગીની આપત્તિમાં હોવા છતાં અત્રે આવી પહોંચવા સબંધી મેં

કોઇપણ **અઘોરી** મહાશયના **યોગબળ**ની સહાયતા લીધી નથી. એવી ક્ષણીક અને નુકશાનકારક સહાયતા મેળવી, હમેશને માટે પરાધિન દશામાં આત્મ શકિતનું ખૂન કરવું, એ મને હવે કોઇપણ રીતે પાલવી શકે તેમ નથી. કેમકે હું જોઇ શકી છું કે,—

જ્યારે કોઇને વારંવાર તાવનો ઉપદ્રવ, માથાનો દુખાવો, પેટની પિડા, છાતીનો મુંઝારો, અને જીવનું ગભરાવું વિગેરે દર્દો લાગુ પડે છે; ત્યારે તે દર્દી રોગની શાંતી માટે જોઇતા ઉપચારો નહિં કરતા, કોઇ ઇલિમગારનીં શોધમાં સેંકડો પૈસા બરબાદ કરે છે. ભાગ્યયોગે ગિરનાર જેવા પહાડી પ્રદેશની ગુફા મધ્યે વસનાર કોઈ અઘોરીનો મેળાપ થાય તો, તેને પરમાત્મા માની તેની કૃપા મેળવવા માટે તે અઘોરીની સારી નરસી દરેક ઇચ્છિાઓ પુરી પાડે છે. સ્વાર્થ ત્રપ્તિ માટે નીતિ અનીતિ, સત્યાસત્ય, અને સારાસારનું ભાન તેઓનાથી ભુલાઈ જાય છે. પોતાનો અંગત સ્ત્રી સમાજ, કે જેની લાજ લુંટાવા જેવો સમય આવી પહોંચે તો પણ, તેને **બ્રહ્મ** સ્વરૂપ યા તો **ભોગાવળી** કર્મયોગ તે માની બેસે છે. અઘોરી અનેક ચમત્કારની વાતો તેની પાસે ખડી કરે છે; અને જુદા જુદા કત્રીમ પ્રયોગો વડે તેના હૃદયનું આકર્ષણ કરી, પરિણામે તેને એક ગુલામીયત સ્થિતીમાં લાવી મુકે છે. અનેક ઠોકરો લાગ્યા પછી તે દર્દી અઘોરીની જાળમાંથી સટકવા માટે કાંઇક માથું ઉંચુ કરે છે. પણ એટલા સમયમાં તો અઘોરીએ પોતાની સંપુર્ણ સત્તા, તે દર્દીનાં કુટુંબીઓ પર એવી રીતે બેસાડી દીધેલ હોય છે કે, ઉલટું કુટુંબનું દબાણ તે દર્દીપર અવાર નવાર થયા કરે છે અઘોરી તો મહામંત્રવાદી અને ચમત્કારી પુરૂષ છે. તે ઉડતા પંખી પાડે તેવો છે. જળ ત્યાં સ્થળ, અને

સ્થળ ત્યાં જળ તે કરી શકે છે. યોગ વિદ્યામાં તે મહાકુશળ અને પ્રવીણ છે. આપણાં પ્રત્યે તે બહુ માનની દ્રષ્ટિએ જુએ છે. વળી નિઃસ્વાર્થ પુરૂષ છે. તો પછી આવા ઓલીયા પુરૂષની કોઇપણ રીતે અસાતનાં કરવી એ આપણાં કુટુંબનો ક્ષય કરવા બરોબર છે. જો આપણાં પર તેની સેજ કક્રાદ્રષ્ટિ થઇ તો યાદ રાખજો કે, તે દરેક ને માંદગીનાં બીછાને પાડી મારી પણ નાખે; એ નિઃશંસય વાત છે આવા અલોકીક પુરૂષની મન, વચન, અને કાયાનાં અસુભ યોગ વડે કોઇપણ જાતની અવગણ્નાં ન થઇ જાય, તેને માટે ખાસ આપણે કાળજી રાખવાની છે નહિંતર તેનું પરિણામ બહુજ વિપરીત આવે છે.

જુઓને આપણી પાડોશમાં ખીમચંદ શેઠ રહે છે; તે અઘોરીનો પરમ ભક્ત હોવાથી તેને ત્યાં સર્વ પ્રકારની રિદ્ધી સિદ્ધી વાસ કરી રહેલ છે. ખરેખર અઘોરીનો આર્શિર્વાદ તેને તો પુરેપુરો ફળ્યો છે. નહીંતર માત્ર એકજ દશકામાં આટલો બધો ફેરફાર કદી પણ બને ખરો ? હજી તમારી નજરે તે દારીયા કુરૂમરાની ફેરી કરી મહા મહેનતે તે પોતાનું ગુજરાન ચલાવતો હતો. અંગ પર પહેરવા માટે પુરૂં કપડું પણ તેને મળતું નહોતું; અને લોકો તેને ખીમલો ખીમલો કહીને બોલાવતાં હતા. અત્યારે તો તે ખીમચંદ શેઠ એ નામથી લોકોમાં પુજાય છે. સંઘ, જ્ઞાતી, મહાજન, અને રાજ દરબારમાં પણ તેનું પુરેપુરૂં માન છે. ખાનદાન કુટુંબની કન્યા સાથે તેનું પાણી ગ્રહણ થયું છે. પૈસે ટકે સુખી અને આબાદ છે. અને ટુંકામાં તેની એઠમાં પાંચ પચિસ માણસો અત્યારે પીય ધરાય છે.

પેલી સુતાર ચાલીમાં જે નેમચંદ કાકા રહે છે; તે એક વખત વીસ લાખનાં આસામી કહેવાતા હતા. તેનાં રોનકદાર મકાનો અને

બાગ બગીચાની હજી પણ લોકો તારીફ કરે છે. તે એક બાહોશ વ્યાપારી અને કાર્ય કુશળ પુરૂષ તરીકે પોતાનું નામ એવું તો ચોમેર પ્રકાશિત કર્યું છે કે, રાજસત્તાને પણ એકથી વધુ વખત તેની બુદ્ધિમતા અને વિચીક્ષણ શક્તિ માટે નમવું પડયું હતું. તેની ડેઢીએ આરબોની બેરખ બેસતી. પોતાનાં અંગરક્ષક માટે કેટલાક હથીયાર બંધ માણસો તેણે રાખ્યા હતા. કાવાં કસુંબાનો એક મોટો અખાડો તેને ત્યાં ભરાતો હતો. તે જ્યારે બહાર નિકળતા ત્યારે તેનો દમામ સારી રાજ સત્તાના દમામને પણ એક વખત ભુલાવો ખવરાવે તેવો હતો. સમગ્ર પ્રજા પ્રેમપુર્વક તેને નમસ્કાર કરતી હતી. અને ટુંકામાં કુટુંબ પ્રિયતા તેણે મેળવેલી હોવાથી પોતાનાં એક રસોડે સો દોઢસો માણસો તેને ત્યાં અહરનિશ જમી રહ્યા હતા.

આજે પણ તેજ નેમચંદ કાકા છે; અને ત્યારે પણ તેજ નેમચંદ કાકા હતા. અને ત્યારની અને આજની સ્થિતીમાં જમીન આસમાન જેટલો ફેર પડી ગયો. તેનું શું કારણ ? કયાં એક છત્રી પલંગે પોઢવું; અને કયાં એક ભોંય પથારીએ સુવું. કયાં એક મિષ્ટ પકવાનોનો સ્વાદ, અને કયાં એક મહામહેનતે સાદુ ભોજન મળવું; કયાં એક વૈભવ વિલાસીપણું, અને કયાં એક ધુડ હોલાની માફક એક અંધેર કોટડીમાં તુટેલ ખાટલી પર પડવું. તેનાં આવા અચાનક ફેરફાર માટે તમારૂં હૃદય તમોને શું કહે છે ? અઘોરીને પજવી તેની આસાતના કરવામાં શું તેણે બાકી રાખી હતી ? જોયું તેનું આ પરિણામ ? 'કર અને જો' એ આ કળીયુગનો પ્રભાવ હોવાથી તેને તેની કરણીનાં ફળ મળી ચુકયા છે. અઘોરીનાં શ્રાપ પાસે–તેની કરડી નજર સામે તે બીચારો મગતરો કેટલી વખત નભી શકે ? અઘોરીની વિક્રાળ વિભુતીમાં નેમચંદ કાકાનું સર્વસ્વ લુંટાઇ ગયું.

આમ જુદી જુદી જાતની બીન પાયાદાર વ્હેમી વાતોને જન્મ આપી, દરદીનાં કુટુંબીઓ દરદીનાં મગજ પર ભારે ખરાબ અસર કરે છે. આ અસર નીચે દરદી પટકાઇ પડવાથી, તે દરદી અઘોરીની કપટજાળમાંથી કોઇપણ રીતે મુક્ત થઇ શકતો નથી. દરદીનાં કુટુંબીઓ અઘોરીનો મહીમા દરદી પાસે અહરનિશ વર્ણવી, તેમનાં પ્રત્યેનો ભક્તિભાવ જળવાઇ રહે તેને માટે તેઓ ભારે કાળજી રાખે છે. વખતો વખતનાં સમાચાર અઘોરીને છુપી રીતે મળતા હોવાથી, કોઇ વખતે તે કીમતી તકનો લાભ લઈ, અઘોરી દરદીનાં મકાને આવી પહોંચે છે. દરદીને વધુ શ્રદ્ધાવાન બનાવવા માટે તે અનેક પ્રપંચોને જન્મ આપતા કહી આપે છે કે,--

હું તમોને ઘણો વખત થયા કહ્યા કરૂં છું કે–તમારા પર "**જન**"નો વળગાડ લાગુ પડયો છે. આથી તેને સંતોષવાની ખાસ જરૂર છે. કેમકે તે વિના તમો આ અલાબલામાંથી કોઈ કાળે મુક્ત થઈ શકશો નહીં. હું યોગ ક્રિયામાં કુશળ છું ગઇ કાલે હું તમારા સારૂ એક શાંતિનો ઉપચાર કરી રહ્યો હતો. યોગનાં બળ વડે તમારા દરદની અસાધારણતા હવે મને માલૂમ પડી છે. જનનો વળગાડ એ એક બુરામાંબુરી ચીજ છે. તે હવે તમારા દેહનું બળીદાન લેવા માટે તૈયાર થએલ છે. બાબરો ભુત, ખીજડીયો મામો, ચોરાની ચુડેલ, અને વનની વ્યંતરી એ વિગેરે તે 'જન'ની સાથે ભળી જઈ, તમોને સતાવવા માટેનો પ્રયાસ કરી રહેલ છે. આવા ભયંકર કારસ્તાનને પહોંચી વળવા માટે એક કીમીયાની ખાસ જરૂર છે. ગફલતીનું પરિણામ હવે મોત સીવાય અન્ય હોઈ શકે નહિં. ખાત્રી ન થતી હોય તો જુઓ પ્રત્યક્ષ હું તેનો ચમત્કાર બતાવું.

પ્રથમ તમે તમારા બન્ને કાનમાં બે અંગુઠા, નાકનાં ઉભય છીદ્રોમાં બે વચલી આંગળીઓ, આંખો પર અંગુઠા પાસેની બે આંગળીઓ, અને હોઠની બે બાજુએ બન્ને હાથોની છેલી અને તેની પાસેની એવી બે બે આંગળીઓ રાખી, ભ્રકુટીની અંદર બરાબર જુઓ. જો તમોને પીળું બિંદુ જોવામાં આવે તો 'જન'ની સત્તા; સફેદ બિંદુ જોવામાં આવે તો બાબરા ભુતની સત્તા; લાલ બિંદુ જોવામાં આવે તો ખિજડીયા મામાની સત્તા; કાળું બિંદુ દેખાય તો ચોરાની ચુડેલની સત્તા; અને કાંઇ ન દેખાય તો વનની વ્યંતરીની સત્તા તમારા પર અત્યારે પ્રબળપણું ભોગવે છે; એમ તમો ખચિત માનજો. આ પાંચે દેવો આપસ આપસમા સંપી જઇ, અમુક અમુક વખતને માટે તમારા પર સત્તા ચલાવવાનાં તેણે વારા કાઢયા છે. હજી પણ તમો નહિં ચેતો તો છેવટે આ પાંચે દેવો સંયુકત બળથી તમારા પર હલો કરશે.

આમ અઘોરીના કહેવાથી દરદી ઉકત પ્રયોગ અજમાવી જુએ છે; ત્યારે ભ્રકુટીની અંદર ઉપર મુજબનું એકાદ બિંદુ તેના જોવામાં આવે છે. આથી દરદી ત્રાસી ઉઠે છે. અને અઘોરીને સાક્ષાત પર-માત્મા માની તેની તન, મન, અને ધનથી યથાર્થ સેવા બજાવવા આતુર બને છે. અઘોરી ઉક્ત પ્રયોગ અમુક અમુક વખતને અંતરે અજમાવવા દરદીને ભલામણ કરે છે. તેથી કોઈ વખતે ધોળું; તો કોઈ વખતે પીળું; તો કોઈ વખતે લાલ, તો કોઇ વખતે કાળું; અને કોઇ વખતે ખાલી દેખાવ દરદીની નજરે પડે છે. આથી દરદીને સંપુર્ણ વિશ્વાસ બેસે છે કે—અઘોરી એ ખરેખર મહા ચમત્કારી ઓલીયો છે. મારા કુટુંબીયોનું કહેવું યથાર્થ છે. "પૈસો જીંદગી માટે

છે; કાંઇ પૈસા માટે જીંદગી નથી." માટે આ ઓલીયા પુરૂષના કહેવા પ્રમાણે વર્તવું એજ સહીસલામત રસ્તો છે. આવી સજ્જડ માન્યતા દરદીનાં હૃદયમાં ઘર કરી બેસે છે.

હવે ઉપરના પ્રયોગમાં સત્ય શું છે; તે આપણે તપાસીએ–આપણે જે શ્વાસોશ્વાસમાં પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, અને આકાશ એ પાંચ તત્વનો સમાવેશ થાય છે. આ પાંચે તત્વો દેહમાં દાખલ થવાથી પૃથ્વી તત્વ ૫૦ પળ સુધી, જળ તત્વ ૪૦ પળ સુધી, અગ્નિ તત્વ ૩૦ પળ સુધી, વાયુતત્વ ૨૦ પળ સુધી, અને આકાશ તત્વ ૧૦ પળ સુધી એમ ભિન્ન ભિન્ન તત્વ આ શરીરમાં ટકી રહે છે. પૃથ્વી તત્વમાં ગંધ, રસ, રૂપ અને સ્પર્શ, અને શબ્દ એ પાંચ ગુણો રહેલા છે; જળ તત્વમાં ગંધ, રસ, રૂપ, અને સ્પર્શ એ ચાર ગુણો રહેલા છે; અગ્નિ તત્વમાં ગંધ, રસ, અને રૂપ એ ત્રણ ગુણો રહેલા છે; વાયુ તત્વમાં ગંધ અને રસ એ બે ગુણો રહેલા છે; અને આકાશ તત્વમાં 'ગંધ' નામે એક ગુણ રહેલો છે. પ્રત્યેક ગુણની દસ દસ પળની સ્થિતી છે, હવે ઉકત પાંચ તત્વ માંહેનું કયું તત્વ અત્યારે દેહમાં બિરાજી રહ્યું છે. તે જાણવા માટેનો ઉપર મુજબ પ્રયોગ છે. આ પ્રયોગ અજમાવતી વખતે પીળું બિંદુ જોવામાં આવે તો પૃથ્વી તત્વ. ધોળું બિંદુ જોવામાં આવે તો જળ તત્વ; લાલ બિંદુ જોવામાં આવે તો અગ્નિ તત્વ; કાળું બિંદુ જોવામાં આવે તો વાયુ તત્વ; અને કાંઇ ન દેખાય તો આકાશ તત્વ જાણવું.

આ 'સ્વરશાસ્ત્ર'માંનો એક પ્રયોગ છે. લોકોની અજ્ઞાનતાનો લાભ લઇ કેટલાક ડોળઘાલું સ્વાર્થાંધો ઉકત પ્રયોગ વડે લોકોનું તત્વ ચુસી લીયે છે; જ્યાં યોગનાં બ્હાનાં નીચે આવા નામધારીયો ભોળી

દુનીયાને ઠગી પોતાની સ્વાર્થ પિપાસા પાર પાડી રહ્યા છે. ત્યાં યોગનું યથાર્થ સ્વરૂપ તેઓના હૃદયમાં કયાંથી જાગ્રત થઇ શકે.

બહાદુર પ્રબળસિંહ ! હવે હું એક ભયંકર માંદગીમાંથી ભયમુકત બની કયા ચમત્કારી તત્વને અવલંબી અહીં સુધી આવી પહોંચી છું, તે પણ ટુંકમાં તમોને જણાવી દઇશ.

*શરીરનાં સમસ્ત અવયવોમાં ભેજું એ ઉત્તમ સ્થાન છે. આ ભેજાનાં 'પેસીવ' અને 'એકટીવ' એવા બે ભાગ છે. એકટીવ વ્યવહારીક કાર્યોને લગતા વિચારો સજાગૃત હાલમાં વપરાતી અકલ હુશીયારી, અને ઇચ્છા શકિતનું રક્ષણ કરે છે. ત્યારે પેશીવ ઇચ્છા શકિત વગર ભૂતકાળમાં થઇ ગયેલ બનાવોને લગતા વિચારોનો સંગ્રહ કરી રાખે છે. આ બેઉ ભાગોની એકસંપી ક્રિયા વડે શરીર સારી હાલતમાં રહે છે. જેને આપણે તન્દુરસ્તી કહીએ છીએ. ઇચ્છા શકિતવાળો એકટીવ ભાગ જ્યારે નબળાઇ, ફીકર, અને અદેખાઈ તથા માંદગીનાં વિચારો કરવા મંડી જાય છે, ત્યારે ઇચ્છા શકિત વગરનો પેસીવ ભાગ એકટીવને તાબે થઇ તેની તે ક્રીયામાં સામેલ થાય છે. આથી બન્ને ભાગ એકસંપીથી તેવા વિચારો શરીરમાં દરેક ઠેકાણે દોડાવે છે જેથી શરીરમાં ફેરફાર થાય છે. આને આપણે 'માંદગી' કહીએ છીએ. જેમ જેમ ઉકત વિચારોનું પરિબળ વિશેષ, તેમ તેમ અરૂચી અને અકુદરતી હાલતો શરીરમાં ઉત્પન્ન થવાથી, ગતીમાં ફેર થવાને લીધે કેટલોક ભાગ મંદ પડી કામ કરવાને ના

---

*ગુપ્ત શક્તિની મહાન શોધ એ નામના પુસ્તકમાંથી આ લખાણુ લીધું છે. માટે તે પુસ્તકનાં કર્ત્તાની હું માફી માગું છું.

પાડે છે. આથી શરીરમાં દરેક ઠેકાણે અશકિતનું સામ્રાજ્ય ફેલાય છે. જેને આપણે ભયંકર માંદગી કહીએ છીએ.

આખો દિવસ સજાગ્રત સ્થિતીમાં 'એકટીવ' ભાગ કામ કરતો હોવાથી, 'પેસીવ' ભાગ કે જેનું કામ તન્દુરસ્તી વધારવાનું છે તે કામ કરી શકાતું નથી. પણ જ્યારે રાત્રે 'એકટીવ' ભાગ નિંદ્રાવશ થાય છે; ત્યારે 'પેસીવ' ભાગ પોતાનું કામ બમણી ઝડપે આટોપી લે છે. આથી અશક્તિને સશક્તિના રૂપમાં તે અમુક અંશે ફેરવી નાખે છે. પણ બીજા દિવસે 'એકટીવ' ભાગ સજાગ્રત થતા તે સશક્તિ પાછી અશક્તિના રૂપમાં ફેરવાઇ જાય છે. આમ ઉત્તરોતર ક્રમ ચાલુ રહે-વાથી ઉક્ત ભયંકર માંદગી લંબાતી જાય છે. હવે 'એકટીવ' અને 'પેસીવ' ભાગની સંયુક્ત શક્તિ ઉપરાંત શરીરમાં એક બીજી શક્તિ છે. કે જેને 'માનસિક શકિત' એ નામથી ઓળખવામાં આવે છે. આ માનસિક શકિત દિવસને રાત તન્દુરસ્તી આપવાનું કામ કરે છે. 'એકટીવ' અને 'પેસીવ' માઇન્ડની શક્તિ સાથે માનસિક શક્તિની અથડામણી થતા, માંદગીની અંદર અનેક પ્રકારની વ્યાધી પેદા થાય છે.

ઉકત વ્યાધીની શાંતી માટે ખાસ કરીને કુદરતી નિયમોનું પાલન કરવું જોઇએ જેટલે દરજ્જે તે નીયમોના પાલનમાં ઉત્સાહપણું કે મંદપણું, એટલે દરજ્જે તે તે જાતના વિચારોનો જોશ તે વ્યાધીને લાગુ પડે છે. આથી તેના સારાનરસા પરિણામને લઇને શારિરીક શાંતી કે અશાંતીની હાની વૃદ્ધિ થયા કરે છે. કુદરતના નિયમોનો ભંગ કરી અનેક જાતની લોલુપતા માટે હદ બહારનું અતિ તિવ્રા-ભીલાખિપણું ધારણ કરવું, એ ખરી માનસિક શકિતનું ખુન કરવા બરોબર છે. આથી મનનું અસ્વચ્છપણું પ્રગટ થાય છે. અસ્વચ્છ

મનને લઇ અમુક ચોકસ જાતનાં ખરાબ વિચારો એક ચોકસ જાતના ઝેરી પદાર્થને શરીરમાં ઉત્પન્ન કરે છે. આથી અનેક દરદો પેદા થાય છે. કે જે દરદોથી ઉત્પન્ન થએલ ભયંકર માંદગીમાં મારે પણ સપડાવું પડયું હતું.

હવે મનની શકિતમાં વિચાર, લાગણી, ઇચ્છા, અને સંકલ્પ શકિતનો સમાવેશ થાય છે. જેમ જેમ વિચાર, લાગણી, ઇચ્છા, અને સંકલ્પ શકિત વધારે શુદ્ધ બનતી જાય છે. તેમતેમ માનસિક શકિત વધારે સ્વચ્છ અને પ્રબળ વેગવાન થતી જાય છે. જયારે સ્વચ્છ અને સંપુર્ણ માનસિક શકિતનો વિલ પાવર યુકત દરદોની તપાસ માટે પ્રયત્નશિલ બને છે ત્યારે તે દરદો એક પછી એક નાસવા માંડે છે. આવી માનસીક શકિતના આધારે મનુષ્ય દરદ મુકત થઇ દુનીયાને એક સાચું સ્વર્ગ બનાવી. તેમાંનો સ્વર્ગીય આનંદ મેળવી શકે છે. આ દુન્યાના બારીકમાં બારીક રજકણથી તે કરોડો માઇલ પર આવેલા તારાનું અવલોકન કરવા માટે, એજ માનસિક શકિતની જરૂરીઆત સ્વિકારવી પડે છે આવી બળવાન માનસિક શકિત આ લોકમાં મહાન પેગંબરો, મહાત્માઓ, ફીલસુફીઓ, અને શોધકોને ઉત્પન્ન કરી શકે છે. સતચિદાનંદ ઉત્તમ સુખ મેળવી આપવા માટે આ દુનીયામાં કોઇપણ ચીજ હયાતી ધરાવતી હોય, તો તે માત્ર વિશુદ્ધ માનસિક શકિત સિવાય અન્ય કોઇપણ નથી એ નિર્વીવાદ છે."

પ્રબળસિંહ! ઉકત સ્વચ્છ અને પ્રબળ વેગવતી માનસિક સકિતના આધારે, હું આનંદી વિચારોના વિકાશ ક્રમમાં દાખલ થઇ, યોગ્ય તન્દુરસ્તી મેળવ્યા બાદ અહીં સુધી આવી પહોંચી છું. માનસિક પ્રયોગો વડે દરદો મટાડવાની ગુપ્ત વિદ્યા હું સારી રીતે જાણું છું.

અને તેના માટે મેં મારો માનસિક યોગ કેળવવાથી આવા મહાભારત કાર્યો હું કરી શકું છું; તો પછી માનસિક, વાચિક, અને કાયીક એ ત્રીપુટી યોગના સેવનથી શું ન થઇ શકે? તે આપજ વિચારો.

પ્રબળસિંહ! હું ધારૂં છું કે આપના પ્રશ્નનો જવાબ સંતોષકારક અપાઇ ચુકયો હશે. તેમ છતાં કદાચ આપના મનનું સમાધાન ન પણ થયું હોય એ બનવાજોગ છે, કેમકે આ ચાલુ વિષય ઘણોજ ગંભીર અને અર્થસુચક હોવાથી, તેને એકથી વધુ વખત ચર્ચા વિના તેનો સંપુર્ણ આશય સમજી શકાય તેમ નથી. પરંતુ અત્યારે તો નિરૂપાયે આ વિષયને અત્રેજ સમાપ્ત કરી, ભવિષ્યમાં અવકાશ મળ્યે તેને પુનઃ પુનઃ ચર્ચવાનું હું યોગ્ય ધારૂં છું. કારણ કે એક અતિ કીમતી અને જરૂરી બાબત આપની પાસે રજુ કરવાની રહી જાય છે. અને તે એ છે કે,—

આપ અહીં જે ધારણાથી બેસી રહ્યા છો; તે ધારણા આપની નિષ્ફળ નિવડી છે. સ્પષ્ટ શબ્દોમાં કહું તો **વિમળા** અને **સરલાનું હરણ** થઇ ચુકયું છે. વિશેષમાં મારી વિશ્વાસપાત્ર એક સહચરી માર્ફત એવા પણ દુઃખદ સમાચાર મને મળી ચૂકયા છે કે, મહા-માયા દેવી '**ભાનુમતિ**' કાલીઘાટની ઘીચ ઝાડી વચ્ચે એક ભયંકર આપત્તિમાં છે. અને મહારાજા **સત્યપ્રિય** રાજમહેલ મધ્યે દુશ્મનોના પંજામાં સપડાઇચુંકેલ હોવાથી, પાપી **વિજયસિંહ** અને **નિતીસિંહના** હાથે એક વનભૂમિ મધ્યે વધ થવાની તૈયારીમાં છે. આપની દુઃખદ સ્થિતીના સમાચાર પણ મને મારી સહચરીએજ આપેલ હોવાથી હું અનેક વિઘ્નો વેઠી અહીં સુધી આવી પહોંચી છું. રાજકુમાર! પ્રતિભાશાળી રાજકુમાર!! સાવધ થાઓ; ફરજને યાદ કરો; અને

કુટુંબ રક્ષણાર્થે સ્વદેહની આહુતી આપવા માટે કમ્મર કસો. આ ભયંકર વિપત્તિથી આપે જરાપણ ડરવાનું નથી. કેમકે હું પણ આપની સાથે છેવટ સુધી છું. મારા પાપી પીતાનો ભયંકર કોપ વ્હોરી લેવા માટે આજે મેં પણ એક સાહસ ઉઠાવ્યું છે. કે જેનું પરિણામ હું મારા માટે તો ભયંકરમાં ભયંકર કલ્પી શકું છું પણ ફીકર નહિં. શૌર્ય સંપન્ન રાજકુમાર! આ ઘીચ ઝાડી મધ્યે આપના અશ્વને હું જોઇ શકી છું. માટે સત્વર તૈયાર થાઓ. મારા માટે પણ એક ચાલાક અશ્વને હું સાથે લાવી છું એટલે ચિંતાનું કાંઇ કારણ નથી. લ્યો આ એક ભગવા રંગની કફની. સત્વર ધારણ કરો.'ભવિષ્યમાં તે એક મદદરૂપ થઇ પડવાની હોવાથી આપના માટે હું સાથે લાવી છું. મારી ધારણા તો જલદી મહારાજા **સત્યપ્રિયની** મદદે પહોંચી જવાની છે; પછી તો જેવી આપની ઇચ્છા" **ઇંદુમતિએ અઘોરીની પરિસ્થિતી વર્ણવી પોતાનો જાતી અનુભવ રજુ કરતાની સાથે પ્રબળસિંહને સત્ય હકીકતથી વાકેફ કર્યો.**

ઉપર મુજબ અઘોરીની પોપલિલા અને માનસિક શકિતનો અદ્‌ભુત પ્રભાવ શ્રવણ કરી, પ્રબળસિંહનું હૃદય ઇંદુમતીનાં દૈવીજીવન માટે આફ્રીન બની ગયું. પણ પાછળથી સ્વકુટુંબની કફોડી સ્થિતી નજરે તરી આવતા, તેનાં ઉકત હૃદયમાં શાંતિને બદલે અશાંતિનો આવિર્ભાવ પેદા થયો. સદ્‌ભાગ્યે તેને એક કિમતી સૂત્ર યાદ આવ્યું **કે-વિપત્તિની અનુભવ શાળામાં શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિનો વિકાશ થાય છે. માણસાઇનો સાચો અને ઉંચો ગુણ ખીલવવા માટે તેના જેવું એક પણ ઉત્તમ સાધન નથી. મનુષ્યત્વની ખરી કસોટી આ સિવાય અન્ય**

સ્થળે હોઈ શકેજ નહિ. આથી તેનું હૃદય જરા શાંત થયું. પોતાનાં પુર્વજોની શૌર્યમય રસ કથાનું સ્મરણ થતા તે વીરત્વ શકિતને આધીન થયા. તેથી ખિજવાએલા વાઘની માફક એક ત્રાડ મારી તેણે ઈંદુમતીની સુચના મુજબ અશ્વારૂઢ થવાનું ઉચીત ધાર્યું. સાથે ઈંદુમતી પણ પોતાના અશ્વને આગળ લાવી. જોતજોતામાં તો આ બન્ને અશ્વારોહી વીરાત્માઓ, તીરની માફક છુટી આ અજાણી અને ભયંકર ઘીચ ઝાડીનો માર્ગ કાપતાં તેઓ અદ્રશ્ય થયા.

વાંચનાર! અકસમાત્ કુમાર પ્રબળસિંહને મોતનાં પંજામાંથી છોડાવી તેની સાથે મહારાજા સત્યપ્રિયની મદદે પહોંચી જવાની ઉમેદ રાખનાર વીરબાળા ઇંદુમતીની કાંઈક માહિતી આપવાનું અમોએ આ સ્થળે ઉચીત ધાર્યું છે; જે અસ્થાને તો નહીંજ ગણાય.

ઈંદુમતી નીતિસિંહની એકની એક પુત્રી છે. મૃત્યુ પામેલી માતાનાં વિયોગ દુ:ખથી પિતાનો સંપુર્ણ પ્યાર ખોઈ બેઠી છે. શાંતીની દેવી છે. હાલ તે ઓરમાન માતાના ઘાતકી જુલમ નીચે પોતાનો કાળ વ્યતિત કરે છે.

ઇંદુમતિની વય હાલ ચૌદ વર્ષની છે; સૌંદર્યની પ્રતિમા છે; તેનાં ચપળ અને ચકચકીત નેત્રોમાં નિશકલંકિત દષ્ટિનું આવાહન ઓપી રહ્યું છે; તેનાં ભાલ પ્રદેશ પર સત્યની પ્રખર શક્તિ નૃત્ય કરી રહી છે; તેનાં સુંદર ચહેરા પર સહૃદયતાનો ભાનુ પ્રકાસ ઓતપ્રોત થઈ રહ્યો છે; તેની ભુજાઓમાં શક્તિદેવીનું કેન્દ્ર સ્થાન છે; સ્વભાવે શાંત અને ગંભીર છે; તેનું હૃદય નિર્મળ છે; અને ટુંકામાં તે એક કળાની વિભુતી અને દિવ્યલોકની દેવી છે.

મહારાજા સત્યપ્રિયની શિતળ છાયા નીચે નીતિસીંહનું કુટુંબ રાજકુટુંબની સારી ચાહના મેળવી શકયું હતું. ઈંદુમતિની સ્વર્ગિય માતા **અશ્રુમતિ**ના અપૂર્વ સદ્ગુણે તે ચાહનામાં વધારો કર્યો હતો. દેવી ભાનુમતિનાં હૃદયમાં ઉંચ સંસ્કારો રેડનાર એક માત્ર અશ્રુમતિજ હતી. અશ્રુમતિ ભાનુમતિનાં નિર્મળ પ્રેમનું સારી રીતે આકર્ષણ કરી શકી હતી. ભાનુમતિ અશ્રુમતિને પોતાનું સર્વશ્વ માનતી હતી. બાલીકા ઈંદુમતી પર ભાનુમતિનો સંપુર્ણ પ્યાર હતો. તેનો વિદ્યા પ્રબંધ કુમાર પ્રબળસિંહ તથા વિમળા અને સરલાની સાથેજ રાખવામાં આવ્યો હતો. એક વયોવૃદ્ધ ચારિત્રસંપન્ન રાષ્ટ્રિયવાદી શિક્ષકનાં હાથ નિચે તેઓ સર્વનું ચારિત્ર ઘડાયું હતું. સર્વમાં પહેલો નંબર ઈંદુમતિનો હતો. સર્વ સાથેજ રમતા, જમતા, અને ફરતા હતા. તેના પર સંપુર્ણ દેખરેખ ભાનુમતિની હતી.

નિતિસીંહનાં દુઃચારિત્રં માટે અશ્રુમતિને ઘણું લાગી આવ્યું હતું. પતિપ્રેમની દિવ્ય જ્યોતિ તેને સુધારવા માટે પ્રયત્નશીલ બનાવી રહી હતી. પ્રેમનાં અભેદ શસ્ત્ર વડે વફાદારીનું નુર જાળવી રાખી, પડતા અનેક વિઘ્નોને શાંતીથી સહન કરવામાં તે એક બહાદુર હતી. બીન કદરદાન નીતિસીંહ તેનાં પ્રેમ પુષ્પને એક કંટક સમાન લેખતો હતો. પરિણામે દેવી અશ્રુમતિ પતિનાં પ્રકોપને લઇ કાળધર્મને સ્વાધીન થઈ હતી.

માતૃહીન ઈંદુમતી નવી માતાનાં હાથ નીચે અનેક વિઘ્નો વેઠી રહી છે; પીતા પણ વેરી બન્યો છે; રાજકુટુંબને મહાત કરવા માટે નીતિસીંહ તરફથી ઉત્પન્ન થતાં અનેકવિધ કાવત્રાનું ઉંડું રહસ્ય તેણે જાણી લીધું છે; વિમળા અને સરલા રૂપી નિર્દોષ પક્ષીઓ કેવી ભયાનક

સ્થિતીમાં છે તે તેના ધ્યાન બહાર નથી; સલતનની કફોડી સ્થિતીનાં ઉત્પાદક તરીકે પાપી નિતીસિંહનું નામ મોખરે હોવાથી તેનું હૃદય ડંખી રહ્યું છે; રાજ કુટુંબ પ્રત્યે સ્વ ફરજ અદા કરવાનું ભાન તે ભુલી ગઇ નથી; ભુતાદિકનાં બ્હાનાં નીચે થતા અનેક ઉલ્કાપાતોનો બારીક અભ્યાસ તે કરી ચુકી છે; સત્યાસત્યનું પ્રથકરણ કરી સત્ય માટે સ્વાત્મભોગ અર્પવાનું ઉત્તમ કાર્ય તેણે હાથ ધર્યું છે; માતપીતાનાં અયોગ્ય હ્રદયંભેદક વર્તનને લઇ પોતાનાં ભવિષ્ય સુખ માટેની પસંદગીનો વિષય તેણે જતો કર્યો નથી; જીંદગી પર્યંતનાં સાટા માટે કેવળ **બાહ્ય સૌંદર્યતા, પદવી,** અને **ધન સંપત્તિની** મધુરી જાળમાં નહિ ફસાતા ચારીત્રયુક્ત **આંતરિક સદગુણોને** તે વધારે ચાહતા શીખી છે; **પ્રબળસિંહનાં** સદ્ચારીત્રયુક્ત આંતરીક **સદ્ગુણે** તેનાં હૃદયનું આકર્ષણ કર્યું છે.

એક તરફ ઇંદુમતી પોતાનું સર્વસ્વ એક ગુણવાન માળીનાં કંઠમાં આરોપણ કરવા માટેની ઉચ્ચ ભાવનામાં રમણ કરી રહી છે; ત્યારે બીજી તરફ તેનાં માતપીતા તેને એક વૃદ્ધ જડસા રૂપ જસતમાં જડી દઇ, હંમેશને માટે આંસુ સારતી સ્થિતીમાં ધકેલી દેવાની નીચ ભાવનાને પોશણ આપી સ્વ મનોસૃષ્ટિમાં નવા નવા રંગ પુરી રહેલ છે. બહાદુર ઇંદુમતી પોતાની વફાદાર સખી મારફત આ ખબર મેળવી કાંઇક નિરાશ થાય છે. પણ આત્માથી ભિન્ન એવા આ દેહ પર ગમે એવા અસહ્ય પ્રહારો પડે તોપણ તે સહન કરવા માટે ટેવાએલ હોવાથી આત્મ શક્તિ પરની દ્રઢ શ્રદ્ધાને લઈ માતપીતાનાં હીંસક ભાવ પર તેને હસવું આવે છે.

ઇંદુમતી બાલ્યકાળથી પ્રબળસિંહની સાથે રમી, જમી, ફરી,

અને ભણીને તેમનામાં રહેલા ગુણુ દોશથી તે જાણીતી થએલ છે. બાલ્યાવસ્થાની વીરત્વસૂચક નિર્દોષ રમતોમાં પણ સદ્ગુણોનો આવીર્ભાવ પ્રદર્શિત થતો હોવાથી, શાણી કુદરતે હાલ તેને પ્રેમની વિચીત્ર રંગ ભુમીપર ખેંચી આણી છે. જ્યારે તે બાલ્યકાળમાં પ્રબળસિંહનાં સદ્ગુણો સાથે નિર્દોષ હરીફાઈ કરી રહી હતી, ત્યારે તેને સ્વપ્ન પણ ન હતું કે તેમનાં પ્રત્યે યૂવાવસ્થામાં જુદોજ ભાવ ઉત્પન્ન થશે. જ્યારે તે રાષ્ટ્રિય ભાવના રૂપી મનોહર વાડીમાં ઉત્સાહપૂર્વક સાથે સાથે ફરતી, અને રાષ્ટ્રિય હીત રૂપી સુગંધી પુષ્પોથી ગુંથાએલ દેશ હીતનાં ઉત્તમ કાર્યોની પ્રગતી રૂપી પુષ્પહારો તેને પ્રેમપુર્વક અર્પણ કરતી ત્યારે તે જાણતી નહોતી કે તે દેશહીતનાં ઉત્તમ કાર્યોની પ્રગતી રૂપી પુષ્પહારો, આગળ જતાં મને પ્રેમનાં માલીકની સુખદુઃખની નૌકાનાં અર્ધ ભાગીદાર તરીકેનાં આંદોલનો ઉત્પન્ન કરાવશે. જ્યારે વિદ્યા-કળામાં પ્રવીણ બની રાજતંત્ર સાથે પ્રજાતંત્રનો કેવો નીકટ સંબંધ રહેલો છે, તે વિષે પ્રબળસિંહની સાથે વિચારોની આપ લે કરવામાં રોકાતી, ત્યારે તેને ખબર નહોતી કે ભવિષ્યમાં જીવન પર્યંત તેને પોતાનો સાથી બનાવવા માટેની ભાવના સ્વ હૃદયમાં જન્મ પામશે.

જીવનની સાફલ્યતા માટે ઇંદુમતિનાં હૃદય સ્થાનમાં, પ્રબળસિંહને જીંદગી પર્યંતનો સાથી બનાવવા માટેનાં વિચારો સ્ફુરી રહ્યા છે; તે પસંદગીનાં વિચારોએ ઉગ્ર સ્વરૂપ ધારણ કરી ઇચ્છિત વસ્તુનાં મેળાપ માટે સ્વાત્મભોગનું બળીદાન અર્પણ કરવા તિવ્ર લાગણી ઉત્પન્ન કરી છે; તે લાગણીએ તેને પ્રબળ શક્તિવંત બનાવી પ્રવૃત્તિ દેવીને પોશવા માટેનું ઉત્તમ સદ્કાર્ય હસ્તગત કરેલ છે. પ્રબળસિંહનાં સદ્ગુણોમાં તે કાંઈક વિશેષ સૌંદર્યતા કલ્પી શકી છે; તેની સાથે ઉપયોગી વાર્તા-

લાપ કરતા કાંઇક નવા નવા અનુભવો તે મેળવી ચુકી છે; પવિત્રતાની સાથે મર્યાદા અને લજ્જાનાં ઉભયપટો મજબુત બનાવી તે વ્યવહાર માર્ગનું સારી રીતે પોશણ કરી રહી છે; પ્રબળસિંહનું સત્યમય વલણ, વાણીની નિશકલંકીત માધુર્યતા, અને ઉત્તમ ચારીત્રતાનો ઉજ્વળ પ્રકાશ તેને કોઇ અલૌકીક જણાયો છે. સહજ વાત કરતા મળતા પ્રત્યુત્તરને લઈ તેનાં આદર્શ હૃદય પર શાંતીનાં શેરડાઓ પડેલા છે. દૃષ્ટિનું સંમેલન થતા તેમાંથી ઝરતો પવિત્રતાનો પ્રવાહ તેની આત્મ જ્યોતિ પ્રગટ કરવા માટે સાધનરૂપ બનેલો છે. પહેલાંની બાળપણાની નિર્દોષ રમતો હવે ભુલી જઇ સેવા પરાયણતાનાં માર્ગને કેમ દીપાવી શકાય તેના માટે તેની દરેક કૃતી માર્ગસૂચક થઇ પડી છે; અને પ્રસંગે પાછી પેની ન કરતાં પ્રબળસિંહની સાથે જગતની સેવામાં પોતાનું સર્વસ્વ હોમી દેવા માટેની તત્પરતા તે ધરી રહી છે.

પ્રબળસિંહ ઇંદુમતીનાં આંતરીક સદ્‌ગુણો જોઈ શકે છે; તેનાં પરહીત માટેનાં સેવા ભાવને તે સહજમાં સમજી જાય છે. હવે ઇંદુમતીનાં યૌવનકાળની શરૂઆત થતા રાષ્ટ્ર પ્રગતી માટે વિશુદ્ધ ભાવથી એકાંત કરવી, અને તે સંબંધી છુટથી વિચારોની આપ લે કરવી, તેને પ્રબળસિંહ મર્યાદા બહાર માને છે; અને તેથી ઇંદુમતિ સાથેનો પ્રસંગ તે ધીમે ધીમે ઓછો કરવા યત્ન કરે છે પણ હૃદય તેનાં નિખાલસ ભાવનું સ્મરણ ભુલી શકતું નથી. દિવસમાં એકાદી વાર ઈંદુમતી સાથે જ્ઞાનચર્ચા ન થઈ હોય તો તે દિવસને તે અપ્રિય માને છે. કેમકે ઇંદુમતીનું વિશુદ્ધ અને સેવા ભાવથી ઉછળતું સદ્‌જ્ઞાન પ્રબળસિંહનાં હૃદયમાં ઉંચ સ્થાન મેળવી શકયું છે. ઇંદુમતીની નિર્દોષ વાકય ચાતુર્યતા, ટુંકું પણ ઉપયોગી મધુર ભાષણ, અને

આદર્શ હૃદયસ્પર્શિ વિશુદ્ધ ચારીત્રભાવ પ્રબળસિંહને મનનીય લાગે છે. રાષ્ટ સેવા માટેનાં ઉત્કૃષ્ટ ભાવે પ્રબળસિંહનું હૃદય તેના પ્રત્યે વિશેષ આકર્ષિય બનાવ્યું છે.

પ્રબળસિંહ ઇંદુમતીને હવે વારંવાર મળી નહીં શકતો હોવાથી જ્ઞાનચર્ચાનાં અભાવે તેનું હૃદય છીન્ન ભીન્ન થાય છે; ઇંદુમતીનાં નિખાલસ ભાવે હાલ તેને બેચેન બનાવ્યો છે; સંપુર્ણ નિદ્રાનો તેને દુસ્કાળ પડયો છે; કોઈ કોઇ વખત તે ઇંદુમતીને ભુલી જવાના નિશ્ચય પર આવે છે પણ હૃદય તે નિશ્ચયથી વીરૂદ્ધ પડે છે; ચંચળ ચીત્ત ઇંદુમતીનુંજ ચિંતવન કરે છે. પ્રબળસિંહ હૃદય સાથે વાર્તાલાપ કરતા કહે છે કે–"ઇંદુ! હું તને ભુલી જવા મારા મનને વિશેષ દબાણ કરૂં છું, પણ કોણ જાણે મારૂં મન શા કારણથી તને શોધતું ફરે છે." વળી પોતાનાં મનને ઠપકો આપતાં કહે છે કે "પ્રબળસિંહ! પ્રબળસિંહ!! આ શું!!! ઘેલો થઇશ ના; તું કોનું સ્મરણ કરે છે? તું જેનું સ્મરણ કરે છે તે તો હવે થોડા સમયમાં કોઇ ભાગ્યશાળી ક્ષત્રીકુળદિપક નરદેવનાં ગ્રહની દેવી બનશે; અને તેથી આજની નિર્દોષ સ્વતંત્રતા પરતંત્રતાનાં રૂપમાં ફેરવાઇ જશે. માટે મન શાંત થા!" આમ એકથી અનેક વખત પ્રબળસિંહ વિચારોમાં ગોથાં ખાય છે. એકાએક આવું કન્યારત્ન કોનાં ભાગ્યમાં જડાએલું હશે તે વિચાર તેને સ્ફુરી આવે છે. વળી પોતાનાં મનની સાથે વાત કરતાં કહે છે કે–"શું પીતાજી મારા ભાવી નિર્માણ માટેની જે તૈયારી કરી રહ્યા છે; તે મારી જીવન યાત્રાને વિશેષ ફળદાઇ અને ઉપયોગી બની શકશે ખરી કે? ગમે તેમ હો, પણ મારૂં મન તો ઇંદુમતી તરફ વધારે આકર્ષાય છે. ત્યારે શું વિધાત્રાએ

ઇંદુમતીને મારા ભાવી સુખ માટે નિર્માણ તો નહી કરી હોય !" વળી પોતાનાં મનને વારે છે "અરે ! આ શું ? પ્રબળસિંહ ! આ તું શું વિચારો કરે છે ? શું તું ભાન તો ભુલ્યો નથી ને ! તેમનાં પ્રત્યેની તારી પવિત્ર દષ્ટિનો લોપ થયો કે શું ? શું પસંદગીનાં વિષયને આધુનીક સંસારે કંટક સમાન નથી બનાવ્યો ? ખેર એ વાત જવા દે." આમ પ્રબળસિંહ વિચાર સાગરમાં આશા નિરાશાનાં ઉછળતાં મોજાં સાથે અથડાઇ, પોતાનાં ભાવી નિર્માણ માટેનાં ગંભીર પ્રશ્નને કુદરતનાં હાથમાં સોંપી દઇ, કાંઇક શાંત થાય છે. એકદા ઇંદુમતીનાં સમાગમથી તે જાણી શકે છે કે, "ઇંદુમતીનું ભાગ્ય તેનાં અમાનુસી માતાપીતા કોઇએક સ્મશાન મંદીરનાં ઉપાશક વૃદ્ધ પિસાચની સાથે જોડી દેવાની તૈયારીમાં છે. પ્રેમાળ હૃદય ખેદથી ઉભરાય જાય છે. પણ પાછળથી ઇંદુમતીનો અડગ નિશ્ચય તે વિચારોથી વિરૂદ્ધ હોવાનો જાણી કાંઇક શાંત થાય છે.

નિતીસિંહ અને વિજયસિંહ અંદરખાને સલતનનું સત્શાનાશ કાઢી રાજકુટુંબને કેવી કફોડી સ્થિતીમાં મુકવા માગે છે, એ આપણે અગાઉ કાંઇક જાણી લીધું છે. વિજયસિંહ અકસ્માત પોતાની પંચાવન વર્ષની ઉમરે ઘર ભંગ થાય છે. નીતિસિંહ સબંધની જાગ્રત્વાની ખાતર ઇંદુમતીનું ભવિષ્ય તેની સાથે જોડી દેવાની તૈયારીમાં છે. તેમની નવી સ્ત્રી કાંતાની પણ આ કામમાં સહાનુભુતી છે. વિઘ્નની ભીતિને લઇ નામ હજી ગુપ્ત રાખવામાં આવ્યું છે. પ્રજામત આ ઘોર કૃત્યથી વિરૂદ્ધ છે. રાજકુટુંબ આ હૃદયદ્રાવ્ય બનાવને એક ગંભીર બનાવ માને છે. ઇંદુમતી શું થાય છે તે શાંતીથી જોયા કરે છે.

એકદા નીતિસિંહ પ્રભાતમાં પોતાની કપટ યંત્રણાની અભિવૃદ્ધી

માટે, પોતાનાં વિશાળ મહાલયમાંના એકાંત ગૃહમાં વિજયસિંહ અને સ્વપત્નિ કાંતાની સાથે કાંઇ ગુપ્ત વાર્તાલાપમાં લીન થઇ બેઠો હતો; એટલામાં ઈન્દુમતીની એક નિમકહલાલ દાસી લલિતાએ આવી તેને જણાવ્યું કે. "મહારાય! કુમારી ઈન્દુમતી આપની મુલાકાત ઈચ્છી કાંઇક આપની સાથે સંભાષણ કરવા ઇચ્છે છે. જો આપની આજ્ઞા હોય તો તેઓ અહીંયાં આવે નહિંતો પછી આપ તેમની પાસે આવી જાઓ." તેના જવાબમાં નિતીસિંહે કહ્યું કે:–"હું વિજયસિંહને બીજા રૂમમાં જવાનું કહું છું આ તેમની નવી માતા છે. એટલે એમની સમક્ષ આવવામાં મર્યાદાની આવશ્યકતા ન હોવાથી ઇન્દુમતીને કહે કે તે પોતેજ અહીં આવે." લલિતા ત્યાંથી ચાલી ગઇ. વિજય-સિંહ બીજા રૂમમાં ગયો. અને અલ્પ સમયમાં અલંકાર વીહિનાં ઇંદુમતી, નીતિસીંહ તથા કાંતાની સમક્ષ આવીને ઉભી રહી. તેણે પ્રથમ તો પોતાનાં માતપીતાને યથાયોગ્ય વંદન કર્યું: અને ત્યાર પછી તેણે પોતાનાં પિતાશ્રીને ઉદ્દેશીને કહ્યું કે,—

"પુજ્ય પિતાશ્રી! અદ્યાપિ પર્યંત રાજમહેલમાં જવા આવવા માટેની મારી સ્વતંત્રતાપર આપે કદીપણ અવરોધ મુક્યો નથી; છતાં ગઇ કાલે મોડી રાત્રે ઘેર આવ્યા પછી અચાનક મને ત્યાં હવે પછી ન જવા માટેની જે સૂચના આપી તેનું શું કારણ છે? તે હું સમજી શકતી નથી; એટલુંજ નહીં પરંતુ, આ મહેલની બહાર હરવા ફરવા માટેનાં મારા કુદરતી હકપર પણ આપે જે અંકુશ મુક્યો, તેનું ખરૂં તાત્પર્ય શું છે? તે મારા ખ્યાલમાં આવી શકતું નથી. ગઇ કાલે વધારે રાત વીતી ગઇ હતી એટલે તત્કાળ હું કાંઇ બોલી નહોતી. પરંતુ અત્યારે મારે એ અવરોધનુ કારણ જાણવુંજ જોઇએ.

આપ જાણો છો કે રાજકુટુંબનો અને પ્રજામંડળનો મારા પ્રત્યે કેવો નિર્દોષ ચાહ છે. અને એટલા માટેજ મારે આપને આ તકલીફ આપવી પડી છે. આશા છે કે મને આપ નિરાશ નહીંજ કરો."

કાંતા શ્યામવર્ણની, ભયંકર દેખાવની, અને વીલિક્ષણ આકૃતી વાળી એક વીચીત્ર સ્ત્રી હતી. ઈંદુમતીની આ બીનાને સાંભળતાજ તે વિકટ હાસ્ય કરી નીતિસિંહને કહેવા લાગી કે,–"સ્વામી! આપની કન્યાની આ કહાણી સાંભળી? એક તરફ આપણાં કટાવિરોધી રાજ કુટુંબને હતાસ પમાડવા માટે આપ જાતે અતિ પ્રયત્ન કરી રહ્યા છો; ત્યારે બીજી તરફ આપનીજ પુત્રી આવા પ્રકારની કહાણી લઇને આપ સમક્ષ નિડરપણે રજુ થાય છે. તો આપ શું પ્રત્યુત્તર આપો છો તે હવે જોવાનું છે; કેમકે આપની પરિક્ષાનો આ પહેલોજ પ્રસંગ છે."

નિતીસિંહે કાંતાને ઉદ્દેશી જણાવ્યું કે–"પ્રિયે! પુત્રી ઈંદુમતીને હવેથી રાજમહેલમાં નહિં જવા માટે, અને આપણાં નિવાસ મહેલની બહાર નહીં હરવા ફરવા માટે ગઈ રાત્રીએજ મેં તેને આજ્ઞા આપી દીધી છે. છતાં તે યજ્ઞ બાળા આવો પ્રસ્તાવ કરવા માટે મારી સમક્ષ આવી ઉભી રહી છે એ એની મૂર્ખતાજ છે." એમ કહી તેણે ઈંદુમતીને કહ્યું કે. "બેટા ઈંદુ! તું વિચારશિલ, સુજ્ઞ, અને વિવેકી હોવાથી એતો સારી રીતે તારા જાણવામાં હોવું જોઇએ કે, માતા પીતાની આજ્ઞાને કોઇપણ જાતનો વિવાદ ન કરતા સ્નેહપુર્વક મસ્તકે ધારી લેવી, એજ સુ સંતાનોનો પરમ ધર્મ છે. તારે પણ આજે એજ ધર્મનું પાલનં કરવાનું છે. રાજકુટુંબ હવે આપણું વિરોધી બન્યું છે. પ્રબળસિંહની ચાલચલગત માટે મને પૂરતો શક છે. તું હવે યૌવન કાળને પામેલી છે. આવા કેટલાક કારણોને લઈ મારે તારી સ્વતંત્રાપર

અવરોધ મુકવો પડયો છે. આજકાલ પ્રજામંડળ પણ મારી પુંઠે પડયું છે. જયાં ત્યાંથી તારા માટેની મારી ધારણા પાર પડે એટલે બસ. માટે ખાલી વિવાદ ન કરતા મારી આજ્ઞાને માની લઈ તારી અયોગ્ય આકાંક્ષાને વિવેકનાં બળથી દાબી દે."

ઇંદુમતીનાં મનનું સમાધાન ન થતા તેણે નિડરપુર્વક સત્ય હકીકત જાહેર કરતા જણાવ્યું કે,–"જો કદાચ રાજકુટુંબ હવે આપનું વિરોધી બન્યું હોય, અને પ્રજામંડળ હવે આપની પુંઠે પડયું હોય, તોપણ તેઓને વિરોધી બનવાનું અને પુંઠે પડવાનું કારણ આપે પોતેજ આપેલું હોવાથી, રાજકુટુંબ અને પ્રજામંડળને કોઇપણ જાતનો દોષ દેવો એ **માનુષી** કર્તવ્ય કહેવાય નહિં. એવી મારી દ્રઢ માન્યતા છે. હું ધારૂં છું કે કુમાર પ્રબળસિંહ જેવા એક સાધુ પુરૂષપર આપ જે તહોમત મુકવા પ્રયત્નશિલ થયા છો, તે તહોમતની જવાબદારીનું ભાન આપે પ્રથમથીજ વિચારી લીધું હશે!"

પોતાનાપર અક્ષમ્ય આક્ષેપ મુકનાર, નિજ બાળાની અમર્યાદિત વર્તણુંક માટે ખેદ ઉત્પન્ન થતા તેણે ક્રોધ મિશ્રીત ભાષામાં તત્કાળ ઇંદુમતીને કહી આપ્યું કે,–"બાળા! અરે ઓ નિષ્ઠુર બાળા!! તે કારણનો જન્મદાતા હું પોતેજ છું. એ વિષેનું તારી પાસે કાંઈ પ્રત્યક્ષ પ્રમાણ છે ખરૂં કે? જો તેવું પ્રમાણ હોય તો બતાવ. નહીં તો આ પ્રમાણહીન આક્ષેપ મુકવાનાં અપરાધનો તારો પીતા અવસ્ય તારી પાસેથી જવાબ માગશે. અને આ અક્ષમ્ય અપરાધની તારે ભયંકરમાં ભયંકર શિક્ષા ભોગવવી પડશે. પ્રબળસિંહ માટે મેં મારા જે વિચારો તારી સમક્ષ રજુ કર્યા છે; તે વિચારોનાં પરિણામનું મને પુરેપુરૂં ભાન છે. પુત્રી! અરે ઓ નિષ્ઠુર પુત્રી!! તને આપેલી સ્વતંત્રાનું

પરિણામ હું આજે જોઈ શક્યો છું તારા જેવી કર્તવ્યશિલ કન્યાને આવી રીતે અમર્યાદિત પગલું ભરવુ તે શું ઉચીત છે?"

ઇંદુમતી આ દાબનાં શબ્દો સાંભળી ગભરાઇ જાય એવી કાચા હૃદયની બાળીકા નહોતી, એટલે તે પણ નિર્ભયતાપુર્વક વિરત્વ સુચક વાંણીથી નીતિસિંહનાં વચનોનો પ્રત્યુત્તર આપતા કહેવા લાગી કે,— "પીતાજી! મારી પાસે એક નહિ પણ અનેક કારણો મોજુદ છે. આપ પોતેજ વિચાર કરી જુઓ કે, જ્યારે નગરશેઠની નિદોષ સ્ત્રી પર છુપી રીતે બળાત્કારનું શસ્ત્ર ઉગામવા જતા, આપ પોતે તેમનાં ઝેરી ખંજરથી ઘાયલ થઇ પગ નીચે દબાઇ તેમનીજ પાસે પ્રાણ-દાનની ભીક્ષા માગી રહ્યા હતા; ત્યારે આપની શું સ્થિતી હતી? જ્યારે પાપી વિજયસિંહની સાથે લુટારાનો વેશ લઇ નગર બહારની ધર્મશાળામાં આપ રાત્રીનાં વખતે એક ધન સંપન્ન યુવાન બાળાનાં ધનનું હરણ કરી તેનાં સતિત્વને પતિત કરવા માટેની તૈયારીમાં હતા; ત્યારે અચાનક તેની મદદે બહાદુર રાજકુમાર પ્રબળસિંહનું આવવુ થતાં, આપની કફોડી હાલત માટે આપને કેટલું સહન કરવું પડયું હતું? અને જ્યારે કૃત્રીમ ભુતાવળનાં બ્હાનાં નીચે રાજ્યલોભને વસ થઇ, પ્રબળ શક્તિવંત દેવી ભાનુમતિને હંફાવવા માટે, આપે એક ભયંકર કાવત્રું રચી, ભાનુમતિનાં કીમતી જાનનું બળીદાન ગ્રહણ કરવા માટેની તત્પરતા દેખાડી હતી, ત્યારે ભાનુમતિનું શૌર્યબળ આપને કેટલું ભારે થઇ પડયું હતું? આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે, **વ્યભીચાર** એ આપની **નીતિ** છે. **ધન** એ આપનો **ધર્મ** છે; અને **અનાચાર** એ આપનો સાથી છે. પિતાજી! દીલગીર છું કે, દાઝયા ઉપર ડામ આપવાનું કાર્ય આજે મારે બજાવવું પડયું છે; પણ જો આપ પોતેજ

આપની જીવન ડાયરી તપાસી, આપનાં ચારીત્ર બળ માટે આપનાં અંતરાત્માને પુછી, ખાત્રી કરવા જો આપે ઉચીત ધાર્યું હોત, તો આ કડવી ફરજ આજે મારે બજાવવી પડત નહિ. કહો! પુજ્ય પિતાશ્રી!! પરમાત્માને હાજર રાખી કહો!!! શું આપે આપની નિર્દોષ બાળીકાને, એક સબદહનભુમીનાં અલંકાર રૂપ પાપી વિજય-સિંહની સાથે, જીંદગી પર્યંત જોડી દેવાની પ્રબળ ઇચ્છાને વૃદ્ધિગત કરી, તેને આંસુ સારતી સ્થિતીમાં હડસેલી દેવા માટે આપ એક ભયંકર દુરાગ્રહી નથી બન્યા? આ આપનાં અયોગ્ય વર્તને આપને વિશેષ કલંકીત બનાવી જો કદી ફજેતીનાં ચકડોળે ચડાવ્યા હોય તો તે બનવાજોગ છે, ઉપરોક્ત કારણનાં જન્મદાતા આપ પોતેજ છો; એ હવે આપ સારી રીતે સમજી શક્યા હશો. ખેર! હવે ગઇ ગુજરી ભુલી જઇ, જાગ્યા ત્યાંથી સવાર માની, અનેક દુર્ગુણોની સાથે આ આપનો હાલનો દુરાગ્રહ નિર્વીઘ્નંએ આપ તજી દીયો; એજ મારી અભ્યર્થનાં છે."

જ્યારે ઇંદુમતિ જાહેર હીમતવડે નીતિસીંહની જીવન ડાયરીપર યોગ્ય પ્રકાસ પાડી તેને સ્વ કર્તવ્યતાનું ભાન કરાવવામાં નિમગ્ન હતી; ત્યારે પાસેનાં રૂમ મધ્યે વિજયસિંહ તે રૂમના બારણાની એક ત્રડમાંથી એકાગ્ર દ્રષ્ટિવડે ઇંદુમતીનાં અસિમ સ્વરૂપનું અવલોકન કરી રહ્યો હતો. ઇંદુમતિયે નીતિસીંહ પ્રત્યેનાં ભાષણમાં પોતાને 'પાપી' શબ્દથી સંબો-ધેલ હોવાથી જરા તેને ગુસો ચડયો હતો. પણ પાછો તે ગુસાને તેના પ્રત્યેની અયોગ્ય લોલુપતાને લઈ તેણે દબાવી દીધો હતો. ઇંદુ-મતીનાં છેવટનાં ભાષણમાં પોતાનાં માટેની ના પસંદગીના વિચારો તરી આવેલા જોઈ તે જરા ક્ષોભ પામ્યો હતો પરંતુ નિરાશ નહીં થતા હવે શું બને છે તે જાણી લેવા માટે તે ત્યાંનો ત્યાંજ થોભી રહ્યો હતો.

ઈંદુમતીનાં સત્ય કથનમાં નિડરતાનો આવેશ હોવાથી તેનાં ઉગ્ર સ્વરૂપને લીધે પતિ નીતિસિંહનું અપમાન કાંતાથી સહન થઈ શક્યું નહીં. આથી તેણે નીતિસિંહને ઉદ્દેશી જણાવ્યું કે-"સ્વામી! આ મોઢે ચડાવેલી અત્યંત વિદુશી તથા વાચાળ પુત્રીનાં હૃદયનો ખરો રંગ કેવો છે; તે હવે જાણવામાં આવ્યું? જે સંતાનો માતા પીતા તથા ગુરૂ આદિ વડિલોની આજ્ઞાનું ઉલંઘન કરી મર્યાદાહીન તથા અવિવેકી થઇ જાય છે, તે સંતાનો શત્રુ સમાન મનાય છે. અનુભવીયોનું પણ કથન છે કે—

### શિખરણી.

હજારો ઉપાયે, જીવ સમ ગણી યત્ન કરતી
લડાવી લાડો તે, નિજ કરગ્રહી ગોદ ધરતી
જરી ભુલી જેઓ, સ્વજન તણા એહ ગુણને
કરોડો ધીક્કારો, નરખર સમા તે નિગુણને

અને એવા સંતાનો કુળમાં એક અંગારતુલ્ય લેખાય છે. પુત્રી ઈંદુમતીની અયોગ વર્તણુંક માટે હું તો આપને અહરનિશ ચેતાવ્યા કરૂં છું. પણ આપે તે બાબતમાં હજી સુધી જરા પણ લક્ષ આપ્યું નહીં. આજે તેનો કડવો અનુભવ આપનેજ ભોગવવા વખત આવી પહોંચ્યો છે, એ જાણી હું ખરેખર દીલગીર છું."

અગ્નિમાં ધૃત હોમવા યુક્ત નીતિસીંહને ઉશ્કેરવા માટે, કાંતાના શબ્દો શ્રવણ કરી ઈંદુમતી કાંતા પ્રત્યે કહેવા લાગી કે–"માતુશ્રી! આપ પ્રાતઃસ્મર્ણિય એક સાધુ પુરૂષ **ચંપકસેન**નાં સંતાન ખરા કે નહિં? તેમજ આપને ગૃહસ્થાશ્રમની નૂતન જીંદગીમાં પ્રવેશ કરતી વખતે

આપનાં ઉકત પીતાશ્રી તરફથી સત્યનાં રક્ષણ માટે જે જે પવિત્ર આજ્ઞાઓ કરવામાં આવી હતી, તે તે આજ્ઞાઓનું આપે ભયંકર ઉલ્લંઘન કર્યું છે કે નહીં? જો એમજ હોય તો, પછી આપને પણ ચંપકસેનનાં કુલકલંક સંતાન તરીકે સ્વિકારી ને, ચંપકસેનનાં શત્રુ શા માટે ન માનવા? એ મારાથી સમજી શકાતું નથી. દુરાચારી સ્ત્રીઓ પરનાં સદ્ગુણ અને સ્વનાં દુર્ગુણ જોઇ શકતી નથી, કારણ કે તેમની સ્વાર્થ બુદ્ધિ અને સંસાર સુખની અનીતિમાન અનિવાર્ય લાલસાએ તેને સર્વથા વિવેક સૂન્ય તથા અંધ કરી મુકેલ હોય છે. જો મારા જેવા સંતાનો આપ માતપીતાની અયોગ્ય આજ્ઞાને ન માનનાર કુળકલંક નીકળે. તો પણ તેથી સ્વકુળની કાંઇક અધીક હાની થવાનો સંભવ રહેતો નથી. પણ જગત વંદનીય, પવિત્ર સાધુ પુરૂષ ચંપકસેનનાં તમારા જેવા સંતાનો, જ્યારે પોતાનાં પીતાની પવિત્ર આજ્ઞાઓને કોરે મુકી યથેચ્છ ભ્રષ્ટાચારનાં કરનાર કુલાંગાર અને વિવેક ભ્રષ્ટ નિવડે, ત્યારે તો જરૂર ઉભય પક્ષ (પીયર અને સ્વસુર પક્ષ) નાં કુળની ધાર્મિક, નૈતિક, તથા માનસિક અને કાયીક હાનીનાં હેતુરૂપ થઇ પડે એ સ્વાભાવિક છે. પોતે નર્કાગામી થવા સાથે બીજાઓને પણ પોતાના પક્ષમાં ક્ત્રીમ યુક્તિ પ્રયુકિતનાં લોહચુંબકવડે ખેંચી લઇ, તેઓને પણ નર્કાગામી બનાવે છે. અર્થાત પ્રથમ આપની કુટીલ પ્રવૃત્તિને યાદ કરો, અને પછીજ પરની બીના હાથ ધરો."

હવે નીતિસીંહ અને કાંતાનું હૃદય ક્રોધાગ્નિથી દગ્ધ થવા લાગ્યું પરંતુ અમુક સંજોગોને લઇ અત્યારે તે ક્રોધાગ્નિની ભયંકર જ્વાળા શબ્દોદ્વારા પ્રગટ કરવાનું ઉભયે માંડી વાળ્યું; અને ઇંદુમતિને નીતિસીંહે નમ્રભાવે જણાવ્યું કે–"બેટા ઇંદુ! તું એક સમયસૂચક અને સહૃદયી

હોવા છતાં તારી સમયસૂચકતા અને તારા ધૈર્યશીલપણાનું આવી કફોડી રીતે દર્શન કરાવે છે; એ જોઈ હું આશ્ચર્ય પામું છું મારી ભુલો બતાવવા માટે તેં તારૂં ઉગ્ર સ્વરૂપ કેવળ ભ્રાંતિને વશ થઇ પ્રગટ કર્યું છે. તારી નૂતન માતાપર આજે તારા તરફથી જે અક્ષમ્ય આક્ષેપ મુકવામાં આવ્યો છે, તે પણ તારી અયોગ્ય મનોદશાનુંજ પરિણામ છે. તારૂં ભવિષ્ય બહાદુર વિજયસિંહની સાથે જોડી દેવાનો મારો વિચાર સત્ય છે એ મારે કબુલ કરવું જોઇએ. અને તેમાં હું કાંઇપણ ખોટું કરતો નથી, એ પણ મારે તને જણાવી દેવું જોઇએ. હું ધારૂં છુ કે 'સ્વમંદીરે પધારેલા શત્રુનું પણ સન્માન કરવું' એ કીમતી સૂત્રનું સ્મરણ તો તને હોવુંજ જોઇએ. તો પછી આપણે ત્યાં પધારેલા વિજયસિંહનું "પાપી" શબ્દનાં સંબોધન વડે અપમાન કરવું, એ શું તને લાજીમ છે? હું નથી સમજી શકતો કે વીર વિજયસિંહ પ્રત્યે આટલો બધો તિરસ્કાર તારા હૃદયમાં શા કારણથી વસી રહ્યો છે."

ઉપર મુજબ નિતીસિંહનાં વિરોધી પણ શાંત શબ્દો શ્રવણ કરી ઇંદુમતિએ પણ શાંત પ્રકૃતિથી ગંભીરતાપુર્વક કહ્યું કે-"કારણ દેખીતુંજ છે શું એક ઉછળતી બાળાનું ભવિષ્ય સબવત્ વૃદ્ધ પુરૂષની સાથે જોડી દેવાય ખરૂં કે? શું મુક્તાનો હાર મર્કટની કોટે શોભાપ્રદ ગણી શકાય ખરો કે? શું ગધેડા માટે ઘેવરની તૈયારી હોય ખરી કે? પિતાશ્રી? આપે આપની આ વ્હાલી પુત્રીને વૈધવ્ય રૂપી વડવાનળમાં હોમી દેવા માટે જે પ્રવૃતિ અંગીકાર કરી છે, એ એક અમાનુષી કર્તવ્ય છે. આપે એક કોમળ મૃગલીને સિંહના મોમાં મુકતા પહેલાં વિચાર કરવો જોઇએ; એક ગરીબડી ગાયને કસાઇને દ્વાર બાંધતા

પહેલાં પરિણામનો ખ્યાલ કરવો જોઇએ; એક નાજુક વેલીને હાથીનાં પગ તળે ખુંદી નાંખતા પહેલાં તે નાજુક વેલીની નિર્દોષતા ધ્યાનમાં લેવી જોઇએ; અને એક ગુલાબનાં પુષ્પને ધગધગતા અંગારા મધ્યે ફેંકી દેતા પહેલાં ગુલાબની પવિત્રતાનું સ્મરણ કરવું જોઇએ. પિતાજી! પિતાજી!! કોમળ કદળી પર કુહાડાનો ઘા હોયજ નહિં; કમળનાં પુષ્પપર હથોડાનો પ્રહાર આદર્ણિય બનેજ નહીં, અને નાજુક અંતર વેલીપર ધગધગતો અંગાર મુકી શકાયજ નહીં. આપ મને ભ્રાંતીમય અયોગ્ય મનોદશાનાં કારણભુત કલ્પી મારાપર જે અસહ્ય સખતાઇ વાપરવા માગો છો એ ખરેખર હૃદયદ્રાવ્ય છે."

વિજયસિંહ કે જે પાસેનાં રૂમ મધ્યે એક બારણાંની તડમાંથી નીરિક્ષણ કરી રહ્યો હતો, તે એકદમ મર્યાદાનો લોપ કરી પ્રત્યક્ષ રૂપે ત્યાં હાજર થયો. અને બળાત્કારે શાંતિનો આડંબર ધારણ કરી નીતિસીંહને સંબોધી કહેવા લાગ્યો કે,—નીતિસિંહજી! આપની પુત્રી ઇંદુમતી ગમે તેવી વિદુશી હોવા છતાં બીન અનુભવી અને વળી અલ્પ-વયની હોવાથી એના દરેક અપરાધો ક્ષમ્ય છે. અને એટલા માટે મારી આપને એજ ભલામણ છે કે, અત્યારે તેને શાંત થવા માટે યોગ્ય અવકાશ આપી અહીંયાથી વિદાય કરો. પછી શાંતિથી આપ તેના મનનું યોગ્ય સમાધાન કરશો."

નીતિસિંહે વિજયસિંહની સૂચનાને માન્ય કરી ઇંદુમતીને જ દીધું કે,—"પુત્રી ઇંદુમતિ! તું હવે તારા રૂમમાં જા. અને તારા આ પ્રમાદ માટે શાંત ચિત્તથી પશ્ચાત્તાપ કર."

ઇંદુમતિએ પ્રથમ પુછેલા પ્રશ્નોનો યોગ્ય ખુલા

માટે નીતિસીંહને કહ્યું કે—"પાપ વિના પશ્ચાત્તાપ હોયજ નહિ; પણ મારે નિવાસ મહેલની બહાર અને રાજમહેલમાં જવું કે નહીં, એ પ્રશ્નનો અત્યારેજ નિવેડો થવો જોઇએ. જેથી આશા અને નિરાશા વચ્ચે મારે અવારનવાર અથડાવું પડે નહીં."

નીતિસીંહે જણાવ્યું કે—"એ વિશે મારો નિર્ણય હું હવે પછી તને દર્શાવીસ. અત્યારે વિજયસિંહની સાથે મારે કેટલીક ગુપ્ત વાતચીત કરવી છે, અને તેથી મને એકાંતની આવશ્યકતા છે."

ઇંદુમતિ સમયસૂચક અને વિચારસિલ હોવાથી હાલતો તુરતને માટે ત્યાંથી ચાલી ગઇ. તેના ગયા પછી વિજયસિંહે નીતિસિંહને કહ્યું કે,—નીતિસીંહજી! આપની પુત્રીના મનમાં મારા માટે કોઇએ અયોગ્ય વિચારો ઠસાવી દીધા છે. અને તેને લઇ તેના મનમાં એવી પ્રબળતા ઉત્પન્ન થવા પામી છે કે, જો આપ મુકેલો અવરોધ ચાલુ રાખશો તો તે અવરોધનું ઉલંઘન કરી આપની પ્રતિષ્ઠાને એક જબરજસ્ત હાની પહોંચાડશે. માટે મારો એવો અભીપ્રાય છે કે—વેશવાળથી તે લગ્ન સમારંભનું સંપુર્ણ કાર્ય આપણે એકજ અઠવાડીયામાં ગમે તે ભોગે આટોપી લેવું જોઇએ; અને એટલો વખત ઇંદુમતીને આપના એક ગુપ્ત ભેદી ગૃહમાં મજબુત પહેરા નીચે કેદમાં રાખવી જોઇએ. ઇંદુમતીનો મારા પ્રત્યે અભાવ હોવાથી હાલ તે નીતીસીંહના નિવાસ [illegible]રેલ મધ્યેનાં ગુપ્તભેદી ગૃહ મધ્યે કેદમાં છે, એ વાતની કોઇને પણ [illegible]ગવા દેવી જોઇએ નહીં. કારણ કે આ વાત જાહેરમાં આવે [illegible]બ અને પ્રજામંડળને નિંદાનો એક નવીન વિષય હાથ [illegible]તે વિઘ્ન પણ આવી પહોંચે. માટે ઉપર મુજબ સાવચેતી [illegible]ભલામણ છે."

નીતિસીંહ અને કાન્તાને ઉક્ત સલાહ યોગ્ય લાગવાથી વિજયસિંહ ત્યાંથી વિદાય થયા બાદ તેઓ બન્ને સત્વર ઈંદુમતી પાસે આવ્યા. અને તેને જબરજસ્તીથી પોતાના નિવાસ મહેલ મધ્યે ઉપરનાં ત્રીજા માળનાં એક ઝરૂખાંની અંદર કોઇ એક ગુપ્તભેદી ગૃહ મધ્યે કેદ કરી તેના પર એક વિશ્વાસુ પહેરેગીર રાખી દીધો.

ઈંદુમતીને કેદ થયા આજે આઠમો દિવસ છે; રાત્રીના બાર વાગ્યાનો સમય છે; સમસ્ત લોકો નિંદ્રાવસ હોવાથી સર્વત્ર શાંતિ અને નિસ્તબ્ધતાનો વિસ્તાર થએલો છે; ક્વચિત ક્વચિત પ્રહરીઓનાં અમુક સમયનાં અંતરે થતા સાવધતાસુચક ધ્વનિનાં યોગે ઉક્ત નિસ્તબ્ધતાનો વચ્ચે વચ્ચે ભંગ થઈ રહ્યો છે; આકાશમાં નિર્મળ ચંદ્ર ઉદય પામ્યો છે; તે પોતાનાં સિતળકરથી સૃષ્ટિને સ્પર્શિ તેના પર ધવલ આચ્છાદાન નાખી રહ્યો છે; તે મહેલને ફરતો એક સુંદર બગિચો છે; તેની અંદર એક સુંદર હોજ બાંધવામાં આવેલો છે; હોજની આસપાસ નાનાં પ્રકારનાં સુરમ્ય વૃક્ષો, લતામંડપો, અને સિલ્પકળાનાં નમુના રૂપ સ્ફાટીક પાષાણની બહુ મુલ્ય બેઠકો હોજની સુંદરતામાં વધારો કરી રહેલ છે; અનેક ભિન્ન ભિંન બહુ રંગી પુષ્પો ખીલી રહ્યાં છે; મૃદુ પવનની લહેરીઓ તેના પરિમળને ચોમેર પ્રસરાવી રહી છે; ગગનની સાથે હરીફાઈ કરનારા અનેકવિધ મહાન વૃક્ષોનું લાલીત્ય ઉભરાઇ રહ્યું છે; હોજની જળ સપાટી પર ચંદ્રબીંબનું મનોહર નૃત્ય થઈ રહ્યું છે; અને કુદરતની સાંદર્યતાનું પ્રકૃતીજન્ય દ્રશ્ય મનોહર લાગે છે. આ વખતે ધૈર્યશિલ ઈંદુમતી યોગાભ્યાસની અપુર્વ શક્તિ વડે એક ભયંકર માંદગીમાંથિ પસાર થઈ હાલ તે તન્દુરસ્ત દશામાં કેદીગૃહની એક બારી આગળ કુદરતની નૈસર્ગિક રચનાનું અવલોકન

કરી રહી છે; સુગંધી પુષ્પોની પરિમળતાને મૃદુ પવનનો સંયોગ થવાથી ઉત્પન્ન થતિ ખુશબોદાર સીતળ લહેરીઓનાં આવાગમન વડે તે સખ્ત અવરોધની અનિવાર્ય ચિંતાને ઘડીવાર ભુલી સ્વર્ગાનંદનો અનુભવ કરી રહી છે; અને સુરમ્ય ઝરણાંઓમાંથી ઝરતા અમૃતને ચંદ્રપ્રતિબીંબનો ભેટો થવાથી ઉભરાઇ જતા લાલીત્યનાં નૃત્ય ગાનવડે બહારની ખબરો મેળવવાની ઉત્કંઠાને થોડીવાર વિસારી મુકી હૃદયની અવિછીન્ન શાંતિને તે મેળવી રહી છે. તેવામાં જેમ મેઘાચ્છિત આડંબર સૂર્ય ચંદ્રનાં અસ્ખલિત મહાન પ્રકાસને ઘડીભર ઢાંકી દે છે, તેમ અચાનક કોઇ એક ચોકસ બનાવે તેનાં સુરમ્ય મનોભાવની પ્રણાલીકાને દાબી દીધી. બન્યું એવું કે કોઇએક કૃષ્ણવસ્ત્રધારી અમુક વ્યક્તિ, વૃક્ષોની ઘીચ ઝાડીમાંથી પસાર થઈ ધીમે ધીમે બાગનો મધ્ય ભાગ વિતાવી મહેલની પાછળ આવેલી ધનવૃક્ષરાજીમાંનાં એક ગુપ્ત સ્થાન આગળ જરા થોભી રહેલ હોય એમ તેને જણાયું. તેના પર ચંદ્રનો પ્રકાસ પડતો હોવાથી તેના શરીરનો સમસ્ત ભાગ પુરૂષ લેબાસમાં સારી રીતે જોઈ સકાતો હતો. તે યોગ્ય ચિકીત્સાપુર્વક ચોમેર દૃષ્ટિપાત કરતી હોવાથી, તેમજ તેની મુખમુદ્રા પર કાંઇક સંશયયુક્ત ભાવ તરવરતો હોવાથી તે કોઇ ગુપ્ત ઉદ્દેશથી આ બગીચામાં આવેલી હોવી જોઇએ; એવું અનુમાન ઇંદુમતીએ બાંધી લીધું હતું. તે વ્યક્તિ ત્વરિત કમરમાંથી એક તમંચો કાઢી તેને યથાસ્થાને ગોઠવી ધીમે ધીમે તે ભાગને છોડી મહેલની દિવાલ નજીક આવી પહોંચી. અને ત્રીજા માળના એક ઝરૂખા પર પોતાની દૃષ્ટિને સ્થિર કરી, ઉપર ચડવા માટે પોતાની પાસેનાં એક દોરડાનો છેડો યુક્તિપુર્વક તે ઝરૂખાની બહારના કોઇપણ ભાગમાં સત્વર ભરાવી દીધો. આ દૃષ્યથી ઈંદુમતીને ખેદ થયો, અને કોઈ પણ હરામી મારા કેદીગૃહની મુલાકાત લઇ મને હતાસ કરવા માગે.

છે, એમ તેણે માની લીધું. આથી તે દૃષ્યનાં નાશ માટે તેણે પોતાની પાસેનો એક તમંચો કાઢી, તેની સામે બરાબર તાકી જ્યાં ઘોડો દબાવવા જાય છે; ત્યાં અચાનક તેનો હાથ અચકાયો. કુદરતનું છુપું રહષ્ય તેના જાણુવામાં આવ્યું. જેનો એક પલમાત્રમાં નાશ કરવા માટે ઇંદુમતી તત્પર થઈ રહી હતી, તેનો સત્કાર કરવા માટે એકદમ તે કેદીગૃહનાં લોખંડીદ્વાર સમીપ આવી પહોંચી. પહેરેગીરની અસાવધતાનો લાભ લઈ તે દ્વાર પાસેની એક ખીલીપરથી ચાવીનો ઝુડો હાથ કરી, યુક્તિપુર્વક તે દ્વારનું તાળું તેણે ખોલી નાંખ્યું. અને એકદમ તે ઝરૂખામાં દોડી આવી આપસ આપસમાં દૃષ્ટિનું સંમેલન થવાથી, આવનાર વ્યક્તિને નિર્ભયતાસૂચક ચિન્હો વડે સત્વર ઉપર આવવા ઇંદુમતીએ મુંગુ આમંત્રણુ કર્યું. નિમીષ માત્રમાં તો તે વ્યક્તિ પેલા દોરડા વાટે ઝરૂખાની અંદર આવી પહોંચી. પહેરેગીરની બેભાન દશાનો લાભ લઈ આવનાર વ્યક્તિએ પોતાની પાસેના કલોફોર્મની સહાયતા વડે તેને વધારે બેભાન દશામાં ધકેલી દીધો. ઇંદુમતિ પ્રેમપુર્વક તેને પોતાના કેદીગૃહમાં લઇ ગઈ.

વાંચનાર! આ પુરૂષ લેબાસમાં નૂતન વ્યક્તિને જોઈ તારૂં હ્રદય ઈંદુમતી માટે શંકાશિલ બન્યું હશે; અને તેથી કદાચ તું ઇંદુમતીપર દુરાચારનું તહોમત મુકવા પણુ તત્પર થા. એ બનવા જોગ છે. પરંતુ જરા સબુર થા. કારણુ કે તારા તે ભ્રમને તોડી સત્ય હકીકત દર્શાવતા મારે કહી આપવું જોઇએ કે, આવનાર નૂતન વ્યક્તિ પુરૂષ લેબાસમાં એક સ્ત્રીરત્ન છે. અને તે પણ ઈંદુમતીની નિમકહલાલ દાસી લલીતા, વફાદારીનાં નુરને જાળવી રાખી કોઈ એક અતિ જરૂરી કાર્ય માટે અત્રે આવી પહોંચી છે. ત્યારે ચાલો આપણે પણુ તેની ગુપ્ત વાત જાણી લેવા માટે તે કેદીગૃહની મુલાકાત લઇએ.

લલીતાએ જણાવ્યું કે–" બાઈ સાહેબ! જે કરો તે જલદી કરો!! લાખેણી પળની કિંમત આપ સમજી શકો છો; એટલે વધારે વિવેચનની જરૂર નથી. આજની રાત્રી એ સત્યવતીનાં ઇતિહાસમાં એક કાળરાત્રી નોંધાવાનો પ્રસંગ આવી પહોંચ્યો છે. અને તે એ છે કે–" દેવી ભાનુમતિ અકસ્માત્ ભુતાદિક ઉપદ્રવની તપાસ માટે નીકળી પડતા કાળીઘાટની ગિચ ઝાડી વચ્ચે દુશ્મનોનાં પંજામાં સપડાઈ ચુકેલ છે; વીર પ્રબળસિંહ નગરચર્ચા જોવા જતાં, ભુતિયાવડની નજીક ખેતલીયાનાં દેવળ પાસે મારાઓની તિક્ષણ તલવારનો ભોગ થવાની અણી ઉપર છે; વિમળા તથા સરલા નિતીસિંહ અને વિજયસિંહ રૂપી ઝેરી ભુજંગોનો ગ્રાસ થવા માટે સજાએલ હોવાથી, એક ખુનખ્વાર યુદ્ધનાં અંતે તે બિચારી નિર્દોષ પંખીણીઓ દુશ્મનોનાં કોઈ ગુપ્ત આવાસરૂપી પિંજરમાં બદ્ધ થએલ છે; અને મહારાજા સત્યપ્રિય, પોતાનાં ભોળપણને લીધે આ સર્વ બીનાને ભુતાદિક ઉપદ્રવનું સ્વરૂપ અર્પિ, પોતે ભયભિત બની છેવટે વિજયસિંહ અને નિતીસિંહનાં દુષ્ટ પાસમાં જકડાઈ શહેરથી દૂર આવેલા એક જંગલમાં વધ થવાની અણી ઉપર છે. આ ગમખ્વાર બનાવ માટે દીલગીર થવાનું કાંઇ કારણ નથી; કેમકે હજી આપણા હાથમાં પુરતો અવકાશ છે. અને તે અવકાશનાં સદ્ વ્યય માટે ત્વરાથી આપે તૈયાર થઈ જવું જોઇએ. જોઈતા હથીઆરો વિગેરેની સામગ્રી માટે મેં પુરતો બંદોબસ્ત કરી રાખ્યો છે."

ઇંદુમતીએ કહ્યું કે–" લલીતા! તારા આ સાહસ માટે હું તને ધન્યવાદ આપું છું. તેં વફાદારીનું નુર બરાબર જાળવી રાખ્યું છે; અને તેથીજ પરમાત્માએ તારો આ સ્થળે બચાવ કર્યો છે. તારા જેવી નિમક-

હલાલ દાસીનાં પ્રાણઘાતક પાપથી મને પણ તેજ પ્રભુએ બચાવી લીધી છે; કેમકે હું તને વેલાસર ઓળખી શકી છું. રાજકુટુંબ પર અત્યારે જે આફતનું વાદળ ચોમેરથી ઘેરાઈ રહ્યું છે, તે પાપી બિજયસિંહ અને નિતીસિંહનેજ આભારી છે. જ્યાંસુધી એ દુષ્ટોનો પૃથ્વિના પડ ઉપરથી નાશ નહિ થાય, ત્યાં સુધી શાંતિ દેવીનું સામ્રાજ્ય સ્થપાવું મુશ્કેલી ભરેલું છે. તેં ઉપાડેલી આ જહેમત માટે ફરજ કરતાં પણ વિશેષ કામ કરી બતાવ્યું છે; જેનો યોગ્ય બદલો પવિત્ર પરમાત્મા તને ત્વરાથી આપે. એજ ભાવનાં અત્યારે તો હૃદયમાં સ્ફુરી શકે છે. અન્ય શું ઉપાય? લલીતા! મારી પ્રાણપ્રિય લલીતા!! ગમે તે ભોગે હું આવવાને માટે તૈયાર છું. ચાલો ત્વરીત ચુપકીથી બહાર નિકળી જઈ પ્રબળસિંહની મદદે સત્વર પહોંચી જઈએ."

ઈંદુમતી અને લલીતા ત્યાંથી પસાર થવા માટે કેદીગૃહનો લોખંડી દ્વાર સમીપ આવી પહોંચી. પહેરેગીરની અસાવધતા અદ્યાપી પર્યંત હજી જેવીને તેવીજ હતી; સર્વત્ર નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થપાઈ રહ્યું હતું; અને ચોમેર દૃષ્ટિપાત કરતા નિર્જનતાનો ભાસ થઈ રહ્યો હતો. આ કીમતી તકનો લાભ લઈ ઈંદુમતી અને લલીતા જેવી બહાર પ્રવેશ કરવા જાય છે, કે તરત 'ખબરદાર' એ નામનાં ભય સૂચક ધ્વનિની સાથે એક ભયાનક મુર્તી પ્રગટ થઈ; અને તેઓને ત્યાંજ રોકી દીધી.

આ ભયાનક મુર્તિ કોઈ અલોકીક હતી; તેની કમર ઉપરનો દરેક ભાગ જાનવરાકૃતીને મળતો, અને નીચેનો ભાગ મનુષ્યાકૃતિને મળતો વિચીત્ર હતો; તેના ઉર, ઉદર, અને સ્કંધ પ્રદેશપર આછા શ્વેત અને શ્યામ રંગની રૂંવાટીનાં અનેક ગુચ્છો જામી રહ્યા હતાં. ગરદન

પર થઇ શિરપરનાં દરેક ભાગોપર તે રૂંવાટીએ પોતાનું અથાગ પરિબળ જમાવી દીધું હતું; વિક્રાળ વાઘના જેવી મુખાકૃતિ, લાંબુ નાક, તેનાં ભયપ્રદ ચક્ષુઓ ખરેખર અજાયબી ઉત્પન્ન કરાવે તેવા હતાં; અણીદાર શિંગડાઓ, વાઘનખ જેવા ઉભય બાહુનાં તિક્ષણ પંજાઓ, અને બહાર નિકળી પડેલ ઝીણી દાતરડીનાં જેવી અમુક શ્વેત દાંતોની ઉભય પંક્તિઓ તેની વિક્રાળતાની સાબીતી માટે પુરતા હતાં; તેની ગરદનપર આછા કેશરી રંગનો પટો, નીચે લીલા રંગનું બદીયાન, અને કટીથી તે ગોઠણ સુધી લાલ રંગની એક ચડી સિવાય અન્ય કોઇબી વસ્ત્ર જોવામાં આવતું નહોતું; અને તેનાં જમણાં હાથમાં એક ત્રિશુળ ડાબા હાથમાં બરછી, અને કટી પ્રદેશપર એક તલવાર લટકાવેલી હતી. આવી અકસ્માત ભયાનક મુર્તિને જોઇ ઇંદુમતી અને લલિતા સ્તબ્ધ થઇ ગઇ. ઇંદુમતીએ પોતાનાં જીવન પ્રદેશમાં આવા અનેક વિધ બનાવો જોયા હતા, એટલે તેને વિશેષ આશ્ચર્ય જેવું કાંઇજ નહોતું પણ લલીતાનાં નિર્મળ હૃદયપર આ પ્રત્યક્ષ બનાવે એક એવી તો જબરી અસર કરી કે, તે આજ સુધી ભુતાદિક ઉપદ્રવને કેવળ ભ્રાંતિ રૂપેજ માનતી હતી તે માન્યતા તેની નાશ પામી. આથી બન્યું એવું કે તે ભયથી કાંપવા લાગી. આ કીમતી તકનો લાભ લઇ તે નૂતન મુર્તિ ક્રોધથી લાલચોળ બની ત્રિશુળ ઉગામી તે બન્નેનાં વધ માટે સામે ધસી કહેવા લાગી કે,—

"મદાંધ બાળાઓ! છટકી જવા માટે એક પણ ડગલું જો અહિંયાંથી આગળ વધશો તો ખચીત માનજો કે આ ફરસીવતી તમારો શિરછેદ નજીક છે. તમારી કપટ યંત્રણાંનો ગુપ્ત ભેદ એ મ્હારા ધ્યાન બહાર નથી. કારણ કે જ્યાં સુધી તમોએ મારો ભયંકર અપરાધ

કર્યો છે, ત્યારથી તમોને હતાસ પમાડવા માટે હું અદશ્યપણે તમારી આસપાસ ફર્યા કરૂં છું. દુર્ભાગી બાળાઓ! અરે ઓ દુષ્ટ યંત્રણાનાં ગુપ્ત ભેદમાં રમી રહેલ દુર્ભાગી બાળાઓ!! **જ્યાં રાખ અથવા છાણ પડયું હોય; જ્યાં ગાયો હરતી ફરતી અથવા બંધાતી હોય; જ્યાં રાફડો અગર વિષ્ટા વિગેરે મલીન વસ્તુ પડી હોય; જ્યાં ઉત્તમ ઝાડ અથવા અગ્નિ હોય; જ્યાં આવવા જવાનો માર્ગ, પાણીનું ઠેકાણું, તથા વિસામો લેવાની જગ્યા હોય; અને જ્યાં સ્મશાન તથા નદીનો કિનારો હોય** ત્યાં મારો વાસ હોવા છતાં પણ, તમોએ તે તે સ્થળે ઝાડો પેશાબ કરી એક અસહ્ય અસાતનાં વડે આ ભયંકર કોપ તમોએ તમારી મેળેજ વ્હોરી લીધો છે; કે જે ભયંકર કોપમાંથી હવે તમારો બચાવ થવો એ આકાસ કુસુમવત્ છે. હું વિજયસિંહનો અંગરક્ષક '**વ્યંતર જાતિમાંનો એક મલીન દેવ છું**' તેનાં દરેક કાર્યમાં મારો છુપો હાથ છે. આજે તેઓની મહદ્ ઇચ્છા કોઇ અરણ્ય પ્રદેશમાં ફેંકી દેવા માટે તેને છેતરવાનું કામ તમોએ હાથ ધરેલું હોવાથી તેનો યોગ્ય બદલો આપવા માટે મારૂં અત્રે આવવું થયું છે. માટે જરા પણ ગફલત કરશો તો તેનું ભયંકર પરિણામ તમારે અવસ્ય ભોગવવું પડશે એ નિર્વીવાદ છે.

બાહોશ કાર્યકુશળ અને વિચારશિલ ઈંદુમતિ આ ભયંકર બનાવથી જરા પણ ક્ષોભ પામી નહિં. "**દેવતા હોય તે જમીનથી અદ્ધર ઉભો રહે, અને આંખનું મટકું મારે નહિં.**" એ શાસ્ત્રીય વચનપર તેને સંપુર્ણ શ્રદ્ધા હતી. આ ભયપ્રદ મૂર્તી એ કોઇપણ જાતની દેવશક્તિ નથી; પણ કત્રીમ ઘટના છે. એમ તેને

જણાયું. આથી વિશેષ ધૈર્યશિલ બની વિરત્વ શક્તિનાં સંપુર્ણ આવેશ વડે તેણે કમરમાંથી એક તમંચો કાઢ્યો; અને તેની છાતી સામો બરાબર તાકીને ઇંદુમતિએ જણાવ્યું કે,–ખબરદાર! એક કદમ પણ આગળ ન વધીશ; નહિંતર ! હમણાંજ તેનું પરિણામ વિપરીત આવશે. નૂતન ભયાનક મૂર્તી એક નિર્જીવ પુતળાની માફક સ્થિર થઇને ઉભી રહી તેનાં ગાત્રોમાં સિથીલતાનો સંચાર થવા લાગ્યો; તેનાં ચહેરા પર ભયનું વાદળ છવાઈ રહ્યું; અને તેનાં હાથમાંની ફરસી એકદમ નીચે સરી પડી અચાનક આવા ફેરફારથી લલીતાની ખાત્રી થઇ કે, આ ભયંકર મૂર્તી એ ભુતાદિક ઉપદ્રવ કે કોઇ દેવકૃતી નથી; પણ કત્રીમ ઘટનાં છે. તેથી તે પણ ભયને ત્યાગી શૌર્યસંપન્ન બની તેની સામે પોતાનો તમંચો તાકી નિડરપણે ઉભી રહી. ઇંદુમતીએ આ ભયાનક મૂર્તિને ઉદ્દેશી કહ્યું કે–

નરાધમ! વ્યંતર દેવનાં બ્હાનાં નિચે અદ્રશ્યપણાનો ડોળ ધારણ કરી અમોને હતાસ પમાડવા માટે એક શાસ્ત્રિય લેખ આગળ ધરવાનું તેં જે સાહસ ઉઠાવ્યું છે. તેના જેવું ધિક્કારવા લાયક બીજું કયું કાર્ય હોઈ શકે? પાપી! અરે એ પાપાચરણથી જીવનને પતિત કરનાર ક્રુર પાપી!! કૃત્રીમ વેશ ધારણ કરી ઇંદુમતીનાં સુદ્રઢ મનોબળ પર ભયનો સંચાર કરવા માટે આટલી બધી જહેમત ઉઠાવતા શું તને જરાપણ શરમ ન આવી? દુષ્ટ! માત્ર એકજ પલ પહેલાંની તારી શૌર્યપુર્ણ શક્તિને અત્યારે નિસત્વનાં રૂપમાં પ્રગટ કરવા શું તું લજાતો નથી? પામર! અરે હુઓ દુરાચારમાં પ્રવૃત થયેલ પંગુલ પામર! જો તને જીવવાની જરાપણ આશા હોય તો અત્યારેજ અને આ પલે આ તારો કત્રીમ વેશ દુર કરી તું તારા મુળ સ્વરૂપને પ્રગટ કર. જો

આમાં જરા પણ ગફલત કરી તો યાદ રાખજે કે આ તમંચાના એકજ પ્રહારથી તારી આયુષ્યનો અંત નજીક છે.

હવે આ વિચીત્ર વેશધારક નૂતન વ્યક્તિના ભયનો પાર રહ્યો નહિ. શું કરવું, અને ક્યાં જવું; એ વિચારે તેનું હૃદયસ્થાન ઘેરી લીધું. જ્યાં સુધી કૃત્રીમ વેશ દુર કરવામાં નહિ આવે, ત્યાંસુધી જીંદગીની સલામતી ઓછી છે એમ તેને ચોકસપણે જણાયું. તેથી નિરૂપાયે ક્ષિણીત માત્ર પણ વિલંબ નહીં કરતાં તેણે પોતાનો કૃત્રીમ વેશ દુર કર્યો. અને ઇંદુમતી પ્રત્યે અભય વચનની માગણી રજુ કરી. હવે ઇંદુમતી અને લલીતા આ કોણ છે તે સારી રીતે સમજી શકી; પરંતુ તેઓને સત્વર પ્રબળસિંહની મદદે પહોંચી જવાનું હોવાથી આ ઘટનાનું યથાર્થ સ્વરૂપ જાણી લેવા માટે હાલ તો તેણે મોકુફ રાખ્યું. અને તેઓ બન્ને આ નૂતન વ્યક્તિને અભય વચન આપી, પેલા દોરડાનાં અવલંબન વડે નીચે ઉતરી, જ્યાં લલીતાએ ગુપ્ત તૈયારી કરી રાખી હતી ત્યાં આવી, બન્ને ગુપચુપ અશ્વારૂઢ થઇ, પોતપોતાના અશ્વોને પેલા ભુતીયાવડની નજીક ખેતલીયાની ડેરી તરફ પવન વેગે રવાના કરી દીધા.

પ્રિય વાંચક ! જે કેદીગૃહમાં ભયાનક મૂર્તીનું આપણને દર્શન થયું હતું તે વસ્તુતા એ વિજયસિંહ અને નિતીસીંહનો ખાસ અંગરક્ષક મોતીલાલ નામનો એક વિશ્વાસુ અનુચર હતો. વિજયસિંહ અને નીતિસિંહ અત્યારે રાજકુટુંબને મહાત કરવામાં રોકાએલ હોવાથી રખતે ઇંદુમતી કોઇપણ ઉપાયે કદાચ તેઓની મદદે આવી પહોંચે તો, આપણી બધી મહેનત રદ જાય; એવા ઇરાદાથી વિજયસિંહે તેને ખાસ તાલીમ આપી આવા ભયાનક વેશમાં તે કેદીગૃહની મુલાકાત

લઈ ઇંદુમતીને મહાત કરવા માટે હુકમ કર્યો હતો. મોતીલાલ કૃત્રીમ વેશ ભંડારમાંથી પોતાને મનગમતો વેશ ધારણ કરી, નિતીસિંહનાં મહેલમાંનાં કેદી ગૃહની નીચેનાં એક ગુપ્ત રૂમમાં નિતીસિંહની સૂચના મુજબ છુપાઈ રહ્યો હતો, તે ગુપ્તરૂમની છત ઉપર એક ખુણાંમાં કેદીગૃહની અંદર દાખલ થવા માટે એક ગુપ્ત દ્વાર હતું. જેનો કેવી રીતે ઉપયોગ કરવો તેનું યોગ્ય શિક્ષણ તેને કયારનુંએ મળી ચુકયું હતું. કેદીગૃહ મધ્યે કોઇ અન્ય વ્યકિતનું આવાગમન થયું હોય એમ ઉભયનાં શબ્દધ્વનિ વડે મોતીલાલને ભાસ થવા લાગ્યો. તેથી પ્રથમનાં સંકેત મુજબ ત્યાં હાજર થઇ ઇંદુમતી અને લલીતાનાં ઉપયોગી માર્ગમાં તે વિઘ્નરૂપ થઈ પડયો હતો; પણ આખર ઇંદુમતી અને લલીતાને મહાત કરવાનાં કાર્યમાં તે ફાવ્યો નહી એ આપણે જોઇ શકયા.

લલીતા એ પણ એક બહાદુર વીરબાળા હતી. તેણે પોતાનો ઘોડો મારી મુકયો. બન્નેએ ભગવા રંગની કફની ધારણ કરેલ હોવાથી તેઓને કોઇ ઓળખી શકે તેમ હતું નહીં. દોડતે ઘોડે ઈંદુમતી કોઇ કોઈ વાર પાછળ પડી લલીતા તરફ જોતી હતી. અને લલિતાને પવન વેગે ઘોડો દોડાવતી દેખી હૃદયમાં તેની પ્રસંસા કરતી હતી.

આ વખતે લલીતાનાં હૃદયપટમાં અનેક જાતની ઉથલપાથલ થઇ રહી હતી. ઈંદુમતિનું કેદ થવું; રાજકુટુંબપર જબરી આફત આવવી; કેદીગૃહની મુલાકાતે જવું; મૃત્યુના મુખમાંથી બચવું: કૃત્રીમ વેશે મોતીલાલનું ત્યાં પ્રગટ થવું; અને ઈંદુમતીની વખતસરની જાહેર હિમતને લીધે મોતીલાલને હંફાવી પ્રબળસિંહનાં બચાવ માટે રસ્તે પડવું; ઇત્યાદિ દેખાવો વારંવાર લલિતાની દૃષ્ટિ સામે તરી રહ્યા હતા. તેમાં પણ ખાસ કરીને મોતીલાલનું કૃત્રીમ વેશે કેદીગૃહમાં પ્રગટ

થવું, એ દેખાવ પરત્વે તેનું લક્ષ વધારે ખેંચાઇ રહ્યું હતું. મોતિલાલે મલીન વ્યંતર દેવનો ડોળ ધારણ કરી એક શાસ્ત્રિય લેખનાં બાનાં નીચે પોતાને અને ઈંદુમતિને મહાત કરવા માટેનો જે પ્રપંચ આદર્યો હતો, તે પ્રપંચ તેને વારંવાર ખુંચી રહ્યો હતો, તેથી તે શાસ્ત્રિય લેખનાં સંબંધમાં વખત મળે તો ઇંદુમતી પાસેથી તેનો યોગ્ય ખુલાસો મેળવી લેવો એ નિશ્ચય ઉપર તેને આવવું પડ્યું હતું.

ઇંદુમતી ઘોડો દોડાવતી વારંવાર પાછળ પડી તેનાં સામું જોયા કરતી હોવાથી લલીતાનાં સુંદર ચહેરાપર ઉક્ત વિચારોની ગહન છાંયા છવાએલી તેનાં જોવામાં આવી. તેથી ઈંદુમતીએ પોતાનાં ઘોડાનો વેગ ધીમો કરી લલીતાને મધુર સ્વરે કહ્યું કે,–"બહાદુર લલીતા! મને લાગે છે કે આપણે એક ભયંકર જંગલ વિતાવી લગભગ અડધે રસ્તે આવી પહોંચ્યા હોવા જોઇએ; કેમકે સામેની એક મહાન સરીતાથી માત્ર એકાદ માઇલનોજ રસ્તો હવે આપણે કાપવો બાકી રહે છે. પણ લલીતા! તારા મુખચંદ્ર પર આજે ભિન્નભિન્ન વિચારોનું કોઈ વીચિત્ર પરિવર્તન છવાઇ રહ્યું છે ને શું? શું વળી કોઈ નવીન ઉપાધી આવી પહોંચવા સંભવ તો નથી ને?" આ પ્રશ્નનો જવાબ આપતા લલીતાએ જણાવ્યું કે,–"દેવી ઈંદુમતી! આપ બેફિકર રહો. કેમ કે નવીન ઉપાધી જેવું કાંઈપણ કારણ નથી. પરંતુ કૃત્રીમ વેશ ધારી મોતિલાલે શાસ્ત્રિય લેખનાં બ્હાનાં હેઠળ આપણને હતાસ પમાડવાનું જે કાર્ય હાથ ધરેલ હતું; તે શાસ્ત્રિય લેખ વિષે મારા મનમાં અનેક શંકાઓ ઉદ્દભવવા પામી છે. તો આપ કૃપા કરી તે શાસ્ત્રિય લેખ વિશે યોગ્ય માહેતી આપશો તો મારાપર એક મહાન ઉપકાર થશે" ઈંદુમતિએ જણાવ્યું કે–"લલીતા! તે મોતીલાલે જે શાસ્ત્રિય ફકરો

આપણી સમક્ષ રજુ કર્યો હતો તે તને યાદ નો હશે! કદાચ ન હોય તો લે હું તને ફરીથી સંભળાવું. તે ફકરો એજ છે કે,—

**જ્યાં રાખ અથવા છાણ પડ્યું હોય; જ્યાં ગાયો ફરતી ફરતી અથવા બંધાતી હોય; જ્યાં રાફડો અગર વિષ્ટા વિગેરે મલીન વસ્તુ પડી હોય; જ્યાં ઉત્તમ ઝાડ અથવા અગ્નિ હોય; જ્યાં આવવા જવાનો માર્ગ, પાણીનું ઠેકાણું, અથવા વિસામો લેવાની જગ્યા હોય; અને જ્યાં સ્મશાન તથા નદીનો કિનારો હોય ત્યાં ઝાડો કે પેસાબ કરવો નહિં.**

ઉપરનો લેખ અર્થસૂચક છે. પણ લોકોની અજ્ઞાનતાને લઈ તેનામાં વ્હેમ નામનું ઝાડ ભરાઈ જવાને લીધે તેનાં મૂળ આશયને સમજવાં જેટલી દરકાર કોઇ કરતું નથી." કોઈ કહે છે કે ત્યાં ભુતાવળનો વાસ છે; કોઇ કહે છે કે ત્યાં મલીન દેવો ફરવા આવે છે; કોઈ કહે છે કે ત્યાં પિસાચોને રહેવાનું સ્થળ છે; કોઇ કહે છે કે ત્યાં ચુડેલો રાસડા ગાય છે; અને કોઇ કહે છે કે ત્યાં અવગતે પામેલા જીવો આવી મળે છે." આવી આવી વાતો અહરનિશ કાને પડવાથી લોકોનું હૃદય હમેશા થડકતું રહે છે. કહેનારની રહેણી કહેણીમાં કેટલું સત્ય છે અને કેટલું અસત્ય છે તે જોવા જાણવા માટેની વળી માથાકુટ શા [illegible] કરવી પડે? નાનાં બાળકનું સેજ માથું દુઃખવા આવે [illegible]તેજ પાડોશણની પ્રેમકોર બાઇ બોલી ઉઠે છે કે–" અરે [illegible]બાઇ! હું તને નહોતી કેતી કે તમારા છોકરાને પેલા રાખ અને છાણનાં ઢગલા પાસે ઝાડે ફરવા બેસાડશો નહિં. હવે વારફેર જે કરવી ઘટે તે જલદી કરો. નહિંતર ક્યાંક રતન જેવો

દીકરો બોઇ બેસશો." આથી મસબાઇનું હૃદય ભરાઈ આવે છે." પ્રેમકોરબાઇ! તમારી વાત સાચી છે. પણ હવે શું ઉપાય? અમને દશા સુઝતી નથી. કૃપા કરી તમે તેનો કોઈ ઇલાજ બતાવશો?" પ્રેમકોર બાઈ તરણ તારણપણાનો ડોળ ધારણ કરી કહી આપે છે કે—"બ્હેન! જરાપણ ગભરાઇશ નહિં તેના માટે એક સારો ઉપાય મારી પાસે છે. પણ મારા છોકરા માટે પેલી સ્કોલરશીપનું તમે કહ્યું હતું તેનું શું થયું?" મસબાઇ કરૂણ સ્વરે કહી આપે છે કે—"અરે ઘેલી! આ દુઃખદ સમયે એ વાતની યાદીની જરૂર હોય ખરી? મારા બાલુડાની અલાબલા દૂર કરવાનો સરસ ઉપાય તું જલદીથી ક્રમે લગાડ. લે આ પેલા મહીનાની સ્કોલરશીપ તરીકે વીસ રૂપિઆની નોટો. કેમ હવે ખાત્રી થઇ?" પ્રેમકોરબાઈ હર્ષયુકત જણાવે છે કે—"બ્હેન! નચિંત રહે. ગાયના છાણનું એક પુતળુ કરી, તેને રાખમાં લપેટી તારા ઘરમાનાં એક ખુણાની દીવાલપર તેને ચોટાડી દેજે, જેમ જેમ તે પુતળુ સુકાતુ જશે તેમ તેમ તે બલા શકિત રહીત થશે. સાતમો દિવસ થાય ત્યારે પછી તે પુતળાને ચૂલામાં હોમી દેજે, એટલે તે બલા પણ ભસ્મિભૂત થશે. અને તારો બાલુડો નિરોગી બનશે."

પોતાની ગંભીર ભુલને લઈ 'ચંચળા' ને અચાનક ચકરી આવતાં બેશુદ્ધ થઇ જવાથી તેનાં કુટુંબીઓ તરત ભેગા થઈ તેની સારવાર કરે છે. આ વખતે કુટણી નામની એક વૃદ્ધ ડોશી બોલી ઉઠે છે કે—"તમે નાહક મહેનત ઉઠાવો છો. તમારી સારવાર અત્યારે કામ આવે તેમ નથી. ગઇ કાલે આપણા ગામની ભાગોળે નવી ગોચર છે, ત્યાં આ બાઈ છાણ મેરવા ગઇ હતી. ત્યાં તેણે ગોચરની જગ્યામાં પેશાબ કર્યો છે. આથી તે કોઇ મલીન દૈવની છાયામાં

આવી ગઇ છે." વૃદ્ધ ડોશીની આ હકીકતથી ચંચળાનાં કુટુંબીઓ વિચારમાં પડી જાય છે. અને ડોશીમાને સંબોધી કહી આપે છે કે– "આનો કોઇ ઉપાય છે?" ડોશીમા મોઢું ઠાવકું રાખી જણાવે છે કે "એકવીસ દિવસ યથાવિધી કાળી ગાયનું પુજન કરી, તેને સોના રૂપાનાં સિંગ ચડાવવાની માનતા કરો; જેથી સારૂં થઇ જશે. કાળી ગાયની શોધ માટે તમારે જરા પણ તકલીફ લેવી નહિ. કેમકે મારા આંગણે તેવી એક ગાય બાંધેલી છે."

વેણાંકુંવર નામની એક બાળ વિધવા વારંવાર સર્પ દર્શન થવાથી જ્યારે તે ભયભિત બને છે; ત્યારે તેનું ચીત ચકડોળે ચડે છે. પડખે રેતી લાડકુંવર બાઇ પાસે પોતાનો કોઠો ખાલી કરતા તે કહી આપે છે કે–" બ્હેન લાડકુંવર ! આ દુઃખ હવે મારે કેને કહેવું? હું તો બીકમાં ને બીકમાં સાવ અડધી થઇ ગઇ. કોણ જાણે શું છે કે, બે ચાર દિવસે વારંવાર મારા પાણિયારા પર હું નાગનું ધુંચળું જોયા કરૂં છું. આ દેખાવ મારાથી જીરવી શકાતો નથી. રાત્રીએ પણ ભર નિદ્રામાંથી હું ઝબકી જાગી ઉઠું છું. બેન! એનો તાપ શું આપણાથી જીરવી શકાય ખરો કે? મેં જ્યારે આપણી બેનપણી પેલી નફટકુંવરને આ વાત કહી સંભળાવી, ત્યારે તેણે મને કહ્યું કે, તું જ્યારે પરણીને આવી ત્યારે તારી છેડાછેડી છોડવા માટે સર્વે દેવીના મંદીરે ગયા હતા. જેમાં હું પણ સામેલ હતી. આ વખતે દેવીનાં મંદીર પાસેની ધર્મશાળામાં આપણ સર્વેનો ઉતારો હતો. રાત્રીએ તને દસ્તની શંકા થવાથી આપણે બેઉ ધર્મશાળાની બહાર થોડે છેટે ગઇ હતી. ત્યાં આપણાં કાર્યની સમાપ્તિ થયા પછી મને જણાયું હતું કે આપણી પાસેજ એક મોટો રાફડો હતો. પણ હવે શું ઉપાય? થયું તે થયું.

એમ ધારી તને પણ મેં એ વાત કરી નહિ. અત્યારે દેખાવ જે તારી નજરે પડે છે તે બીજો કોઇજ નહિ પણ તે રાફડામાંના નાગનોજ દેખાવ છે. જ્યારે તેનું જોર મારી પાસે કાંઇ ચાલ્યું નહિ ત્યારે હવે તે નાગદેવ તારી પુંઠે પડયો છે. હજી તો માત્ર પરણ્યા બેજ મહિના થયા ત્યાં તો એ નાગદેવે તારા પતિનો ઘાત કર્યો. બેન! હવે તેનું નિવારણ તું જલદી કર. નહિતર તેનું પરિણામ હું સારૂં જોતી નથી. બેન લાડકુંવર! આ પ્રમાણે તેનું કહેવું સાંભળી હુંતો સ્તબ્ધ થઈ ગઈ. પણ તે સ્વાર્થિ અને ધૂર્તકળામાં પ્રવીણ હોવાથી મને તેનો વિશ્વાસ આવતો નથી. બેન! તારૂં શું માનવું છે?" લાડકુંવર વિશ્વાસઘાતનું ભયંકર પાપ વ્હોરી લઈ તુરતજ ચુકાદો આપી દીયે છે કે—"બેન વેણાંકુંવર! નફટકુંવરની દરેક વાત સાચી છે. હું પણ તારા લગ્ન સમારંભ વખતે તારી સાથેજ હતી. જ્યારે આ બનાવ બન્યો ત્યારે નફટકુંવરે મને ચેતાવી હતી. મેં આ વાતથી તને અજાણ રાખવા માટે તેને ભલામણ કરી હતી. કારણ કે હજી તને પરણ્યા માત્ર ચાર પાંચ દહાડાજ થયા હતા. પણ બેન વેણાંકુંવર! હવે બેદરકાર રહેવાની જરૂર નથી. ઘટતો ઉપાય જલદી હાથ લેવોજ જોઇએ. ચીંતા ન કરીશ. નફટકુંવર આ બાબતમાં સારૂં જાણે છે. વળી તે આપણી બેનપણી હોવાથી આપણે તેને ભાર દઇને પણ કહેસું. આવી બાબતમાં તે બીજાઓ પાસેથી સો દોઢસો રૂપિઆ લઈ મુકે છે. પણ આપણે તેને રૂા. ૫૧) રોકડા અને એક જોડ લુગડાંની આશા આપીશું એટલે તારૂં તે કાર્ય સિદ્ધ થશે." આથી વેણાંકુંવરને જરા શાંતી વળે છે. બીજે દિવસ લાડકુંવર અને વેણાંકુંવર બન્ને મળીને નફટકુંવરને ઘેર જાય છે. નફટકુંવર યોગ્ય સ્વાગતની સાથે થોડી ખુશામત કરી તેને ફુલાવી ઢોલ કરે છે. લાડકુંવર તેને વેણાં-

કુંવરની સ્થિતીથી જાણીતી કરે છે. નફટકુંવર વેણુાંકુંવરને સ્નેહ ભાવથી કહી આપે છે કે–" બેન! તારે જરા પણ ધાસ્તિ રાખવી નહિ. સોમવારે અડધો મણ દુધ, બે માટીનાં મોટા કુંડા, એક શેર એલચી, અને પાંચ રૂપિઆભાર કેશર મારે ત્યાં મોકલી દેજે હું નાગદેવને મારા મંત્રના જોરથી બોલાવી દુધ પાઈ ત્રમ કરીશ. અને પછી હું મારૂં કાર્ય સાધી લઇશ. પણ બેન! મારી મહેનતનાં બદલામાં રૂા. ૫૧) અને એક લુગડાની જોડ એ ઘણું ઓછું થાય છે. બીજા પાસેથી તો હું જેવું કુળ તેવું બળ વાપરી મારૂં કાર્ય સાધી લઉં છું પણ તું એક મારી બેનપણી હોવાથી તને કાંઈ કહી શકાય ખરૂં કે ? તારા જેવી બેનપણીએ તો મારી નજર રાખવી જોઇએ." વિગેરે કહી ઠીક છોડ પાડે છે. આથી વેણુાંકુંવર સારી રીતે ઠગાય છે. લાડકુંવરનાં અનુમોદનથી વેણુાંકુંવર નફટકુંવર પ્રત્યે શ્રદ્ધા લાવી છેવટે તેને સર્વસ્વ અર્પણ કરતાં અચકાતી નથી. બિચારી વેણુાંકુંવર શું જાણે કે આ ધૂર્તકળામાં નફટકુંવર અને લાડકુંવર સરખે હીસે સામેલ છે.

ક્ષેત્ર (ખેતર)ની અંદર કામ કરતી લાધી નામની એક કણબણને અચાનક પેટનો દુખાવો વધુ પ્રમાણમાં ઉપડી આવવાથી, તે જ્યારે સહન નહીં થવાને લીધે બરાડા પાડવા મંડી જાય છે, ત્યારે તે ક્ષેત્રમાં કામ કરતા દરેક માણસો તેની પાસે આવી તેની માવજત કરવા મંડી પડે છે. તેવામાં પાસેના બીજા ક્ષેત્રનો માલીક **પાંચો પટેલ** કોઇ કામ પ્રસંગે ત્યાં આવી પહોંચે છે. પાંચો પટેલ મેલી વિદ્યામાં કુશળ છે એવી સર્વને ખાત્રી હોવાથી બધાએ એકી અવાજે બોલી ઉઠે છે કે–" પાંચા પટેલ! પાંચા પટેલ!! ઘણુંજ સારૂં થયું કે તમે અત્યારે અહિંઆ આવી પહોંચ્યા. નહિંતર આ બિચારી લાધીની કોણ

જાણે શું સ્થિતી થાત. હવે જે કરો તે જલદી કરો. તમે ઝોડ ઝપ-ટમાં બહુજ હુશીયાર છો. માટે આ લાધીને કૃપા કરી સત્વર આરામ કરો. આ બિચારા તેનાં નિર્દોશ બાલુડાઓ કેવા રડે છે." પાંચો પટેલ ક્ષેત્રપાળ (ખેત્તરપાળ)ની આરાધના માટેનો એક ઢોંગી પ્રયોગ શરૂ કરે છે. એક કાળી ઉનનો દોરો લઈ તેને લોબાન વિગેરેનો ધુપ દઇ થોડા આડા અવળા શબ્દોનો ઉચ્ચાર કરતા (કોઇ જાણે કે મંત્ર ભણે છે.) કહી આપે છે કે–"આ ક્ષેત્રની સેઢે આવેલ એક લીંબડાનાં ઝાડની નીચે આ લાધીએ ગલિચી કરી છે. અને પાણીની વાવ પાસે એક મોટો અગ્નિનો ઢગલો પડયો હતો ત્યાં તેણે પેસાબ કરેલ છે. તેથી લીંબડાના ઝાડ ઉપર રહેતો ક્ષેત્રપાળ અને અગ્નિના ઢગલામાં અંતર ગર્ભિત રહેલો અગ્નિ દેવ એમ બન્ને દેવોનો તેના પર કોપ થયો છે. પણ ફીકર કરશો નહિં. હમણાંજ હું તેનું મન મનાવી દઉંછું. અને આ લાધીને દુ:ખમાંથી મુક્ત કરૂંછું. કહેવત છે કે–પુણ્યે પાપ ઠેલાય. એ મુજબ ત્રણ ખાંડી બાજરો ગરીબોને વહેંચી દેવા માટે તમારે આજથી એક અઠવાડીયાની અંદર મારે ત્યાં મોકલી આપવો પડશે. તમે જાણો છો કે એમાં મારો પોતાનો અંગત સ્વાર્થ એક પઇ ભાર પણ નથી. (જ્યાં બધું હોઇયા થઈ જતું હોય, ત્યાં પઇભારનો હીસાબ હોય કે?) માત્ર પરોપકાર નિમીત્તેજ હું આ કાર્ય બજાવું છું." સર્વે બોલી ઉઠે છે કે–"પાંચા પટેલ! પાંચા પટેલ!! અમોને તમારો સંપુર્ણ ભરૂસો છે. ઘણીજ ખુશીથી ત્રણ ખાંડી બાજરો અમે તમારે ત્યાં આવતી કાલે મોકલી આપીશું. તે ખાતે બેફીકર રહો." પાંચો પટેલ સ્વાર્થ સાધુ બની પરોપકારનાં બાનાં નિચે પોતાની જાળ પાથરે છે. સર્વે તેની જાળમાં ફસાય છે. અને આખર લાધીનું સર્વસ્વ હરણ કરી પાંચો પટેલ તાગડધીનાં કરે છે.

પાનાચંદ શેઠ જ્યારે છાતીનાં દુખાવાને લઇ બેભાન બને છે; ત્યારે ઘરનાં સર્વે માણસો બેબાકળા થઈ તેની સેવામાં ખડે પગે હાજર થાય છે. કોઈ બામ ઘસે છે, કોઇ શેક કરે છે, કોઈ માથું દાબે છે, કોઇ ભકતામર સંભળાવે છે, અને કોઈ ડૉકટરને બોલાવા દોડે છે. શેઠાણીનાં તો હોસકોસ ઉડી જાય છે. પલંગથી જરા પણ દૂર તે ખસતી નથી. તેનું હૈયું ભરાય આવે છે. આથી ધીરજનાં અભાવે તે બોલી ઉઠે છે કે–"હાય! હવે શું થશે? અરેરે! હવે હું શું કરીશ? આ દુ:ખનો પોકાર હું કોની પાસે કરૂં? નાથ! તમને શું થાય છે? કેમ કાંઇ બોલતા નથી? અરે! તમારૂં આ દુ:ખ મારાથી જોઇ શકાતું નથી." ઇત્યાદિ નિરાશાવાદી શબ્દોને જન્મ આપી પોતાની અજ્ઞાનતા સાબીત કરી આપે છે. શાંતી, સમયસૂચકતા, અને સાનુકુળ ઔષધોપચાર એ ત્રણે વસ્તુઓનો ત્યાં દુષ્કાળ પડે છે. પાનાચંદ શેઠ પાસેનાં માણસોની અજ્ઞાનતાને લીધે દરદમાં વધુ ઘેરાય છે; શુદ્ધશાનનો લોપ થાય છે; અને તન્દુરસ્તીની આશા નિરાશાનાં રૂપમાં ફરી જાય છે. આ વખતે સાધુ સમાજથી ભૃષ્ટ થએલ એકાદ નામધારી સાધુ ત્યાં આવી પહોંચે છે. શેઠની ભયંકર સ્થિતી જોઈ તેનાં આત્માની શાંતિ માટે સ્વફરજ અદા નહિં કરતા, પોતાની માનેતી સંસ્થાઓ કે જે દ્વારાએ પોતાની દરેક લાલશાઓ પુરી પડે છે તે સંસ્થાઓનાં નામે કાંઇક નાણું કઢાવવાની યુકિત રચવા માંડે છે. શેઠાણીને એક બાજુ જરા એકાંતમાં કહી આપે છે કે–"શેઠાણી! હવે શેઠની આખર સ્થિતી છે. કોઇપણ ઉપાયે બચે તેમ જણાતું નથી. તો પછી તેનાં ભલાની ખતર આ વખતે તમારે તમારી ફરજ બજાવવી જોઇએ. વધુ નહિં તો રૂા. ૧૦૦૦) ગુરૂકુળમાં આપવા માટે હું તમોને ભલામણ કરૂં છું." આ કથનથી શેઠાણીને એક જબરો આઘાત થાય છે.

એક તો બિચારી પતિની ભયંકર દશાને લીધે હતાસ પામેલી હોય, ત્યાં વળી આ નવીન ઉપાધીને લઈ તેની બાકી રહેલી સજીવન આશા નષ્ટ થાય છે. "સાધુની માન્યતા કદિપણ અસત્ય હોયજ નહિં." આ સૂત્ર હુદયગત થઈ પડે છે. આથી પતિસેવામાં ખામી આવે છે. શેઠાણી તે નામધારી સાધુની પ્રપંચ જાળમાં ફસાય છે. તેની પાસે ખોળો પાથરી આજીજી કરે છે કે "આપ શાસ્ત્ર પારંગીત છો. કૃપા કરી કાંઇક ઉપાય બતાવો. પેલી કાંતા શેઠાણીને આપે એક મંત્ર આપી તેનું કાર્ય સિદ્ધ કરી આપ્યું, તો પછી હું તો આપની સેવીકા છું." પ્રપંચી સાધુ લાગ જોઈ કહી આપે છે કે–"તમારી ઇચ્છાને આધીન છું. ભલે તેવો એકાદ પ્રયોગ હું તમોને કરી આપીશ. પણ આ વાતની કોઇને ખબર પડે નહિં. પેલી ગુરૂકુળ માટે રૂા. ૧૦૦૦) ની રકમનું તમોએ શું ધાર્યું?" શેઠાણી હર્ષયુંકત જણાવે છે કે–"આમ અધિરા કેમ બનો છો? લ્યો આ એક મોતિનો હાર. તેની કિંમત લગભગ રૂપિઆ ૨૦૦૦) થવા જાય છે તે હાર ગુપ્તપણે બજારમાં વેચાવી તેનાં જે રૂપિઆ આવે તે સર્વે તમારી માનેતી ગુરૂકુળ સંસ્થામાં આપી દેજો. પણ એટલું યાદ રાખજો કે, આ હાર સબંધી જરા પણ હકીકત કોઈનાં કાને જવા પામે નહિં." શેઠાણી ડોકમાંથી હાર કાઢી તે સાધુને આપે છે. સાધુ અકિંચન-પણાનો ડોળ ધારણ કરી સાથે લાવેલ એક ગમારચંદ નામના માણસને આપવા સૂચનાં કરે છે. શેઠાણીની શ્રદ્ધા મજબુત બને છે. તે નામ ધારી સાધુ શેઠાણીને આસ્વાસન આપતા કહી આપે છે કે–"નચિંત રહો. હમણાંજ હું મારો ચમત્કાર રજુ કરૂં છું." સાધુ ધ્યાનનો ડોળ કરી આંખો મીંચી જાય છે. બે ચાર મિનીટે ધ્યાન મુકત થઇ જવાબ

આપે છે કે-" પેલી ધોળારી પાણીની વાવ પાસે શેઠે કુદરતી હાજત પુરી પાડી છે. આથી ઈંદી, અંબી અને સુમતી દેવોની ત્રીપુટીએ સંયુકત બળથી શેઠનાં ઉપર આક્રમણ કર્યું છે. પણ ફિકર નહીં. હમણાંજ હું તે દેવોને મારા ચારિત્ર બળથી મહાત કરી તેને મારા કબજામાં લઉં છું. એક વાત મને યાદ આવે છે કે,-તે દેવો વિષયનાં અભિલાશી છે તમે જાતે તેની તે અભિલાશા પુરી પાડો તો આપણું કામ સહેલાઈથી પતી જાય તેમ છે. તેનું સ્મરણ કરી હું અહીં બોલાવું છું. તે મારા શરીરમાં પ્રવેશ કરશે જ્યારે મારા શરીરમાં એક પ્રકારની ધ્રુજારી ઉત્પન્ન થાય ત્યારે તમારે માની લેવું કે એ ત્રણે દેવો મારા શરીરમાં હાજર થયા છે. આ વખતે મારે તમારૂં કાર્ય બજાવી લેવું. આવો ઉપાય તમારી પાસે રજુ કરતા મને પારાવાર દિલગીરી થાય છે. પરંતુ શેઠ ખાસ મારા ભકત હોવાથી મારે તો ખરી બીનાથી તમોને જાણીતા કરવા જોઈએ. તમે જાણો છે કે જુઠુ બોલવું એ સાધુવ્રતથી અલગ વાત છે. હું અને તમે સરખે હીસે ભોગાવળી કર્મનાં ઉત્પાદક છીએ. તો પછી આપણા સંયોગમાં 'પાપ' નામની વસ્તુને રહેવાનું સ્થાન હોઈ શકેજ નહિં. તેમ તમે જાણો છો કે મારી દશા તો પરાધીન છે. કર્તા તે દેવો છે અને ભોજક પદાર્થ તમે પોતે છો. વળી તમે તો પરોપકાર નિમીતે આ કાર્ય કરો છો. એક પચેંદ્રી જીવને, તે પણ વળી ઉંચ કોટીના મનુષ્યને, અને તેમાં પણ વળી તમારા હૃદય માલીક પતિને કાળનાં મુખમાંથી બચાવી લેવા માટે તમે જે કાર્ય કરો તેમાં તમોને નુકશાન નહિં પણ ફાયદોજ છે. શાસ્ત્રકારો પણ કહે છે કે—

**अेकतः कंचनो मेरु बेहुरत्नां वसुंधरा।**
**अेकतः भय भीतस्य, प्राणिनं प्राण रक्षणंः ॥ १ ॥**

ભાવાર્થ:—મેરૂ પર્વતની ઉંચાઈ બરોબર એક મ્હોટો સૂવર્ણનો ઢગલો કરવામાં આવે; અને આખી પૃથ્વી ભરીને સોનુ એકત્ર કરવામાં આવે. હવે આ તમામ સૂવર્ણનું એક તરફ દાન કરવામાં આવે અને બીજી તરફ ભયભીત પ્રાણીના પ્રાણનું રક્ષણ કરવામાં આવે એ બંન્ને બરાબર છે.

શેઠાણી! શેઠ ઉપર અત્યારે મોતનાં ઘડીયાળા વાગી રહ્યા છે. કાળનાં મુખમાંથી તેનો વખતસર બચાવ કરી લેવો એ તમારી ખાસ ફરજ અત્યારે ઉભી થાય છે. તમે પવિત્રાત્મા છો એ મારા ધ્યાન બહાર નથી. પણ આ વખતે ઉક્ત કાર્ય હાથ ધર્યા વિના શેઠની જીંદગી બચી શકે તેમ નથી. આ વાત ગુપ્ત રાખજો. જો ત્રીજે કાને આપણી આ ગુપ્ત વાત જવા પામી તો યાદ રાખજો કે શેઠની જીંદગી હતી નહતી થઇ જાશે. અને વટાવમાં તમારી જીંદગી પણ જોખમમાં આવી પડશે. *જંઘાચારણ, +વિદ્યાચારણ, અને ×અસિવીખ શક્તિનો હું ધારક છું. એ સ્મરણમાં રાખશો.'' આખર શેઠાણી ત્યાગનાં બાનાં નીચે તે પ્રપંચી સાધુની જાળમાં ફસાય છે.

---

***જંઘાચારણ**—તથા રૂપનાં શુદ્ધ પવિત્રધારી વિશુદ્ધ ચારિત્ર સંપન્ન આત્માને, તપશ્ચર્યાના પ્રભાવે કરી તેની જંઘાને વિષે દર્હીવિપલ થઈ પ્રગટે. જે એક ઉત્પાતે રૂચક દ્વિપ લગે સિધ્રગતી કરી શકે ત્યાંથી નંદિશ્વર દ્વિપે જવા ધારે તો અલ્પકાળમાં પહોંચી શકે. બીજે ઉત્પાતે મેરૂ પર્વતની ચૂલીકા ઉપર આવે વળી ત્યાંથી પંડુક વન વિષે પણ આવી શકે. ત્યાંથી વળતાં નંદનવનમાં ત્વરિત ગતીએ આવી પહોંચે. તેને જંઘાચારણ શક્તિ કહે છે.

**+વિદ્યાચારણ**—ઉપરોક્ત સદ્‌ગુણ સંપન્ન પવિત્રાત્માને વિદ્યાનાં પ્રભાવથી એવી સામર્થાઈ પ્રગટે કે, એક ઉત્પાતે તે નંદીશ્વર દ્વિપે જાય. અને

યુસુફ નામનો એક નવયૂવક જ્યારે પીઠમાં સુળ નિકળવાથી અતિશય દુઃખી થાય છે; ત્યારે તેનાં હેતુ મીત્રો તેની શાંતિ માટેનાં અનેક ઉપાયો હાથ ધરે છે. તેવામાં કોઇ નામધારી મુલાંજીનો ભેટો થવાથી તેઓ સર્વ સંયુક્ત અવાજે બોલી ઉઠે છે કે-" મૌલાનાં ! આપ નબી સાહેબનાં પાક બંદાનો મેળાપ થવાથી આજે અમારા અહોભાગ્ય છે. હઝરત ! આપ હમેશાં ખુદાની બંદગીમાં મશગુલ રહોછો. નેક કાર્ય કરવા તરફ આપનું વલણ અહોનિશ જાગૃત રહે છે; અને દુઃખી બિરાદરોનાં દુઃખોને તોડી તેને આત્મશાંતિ મેળવી આપવા માટે આપ તનતોડ મહેનત ઉઠાવો છો, તેથી અમો સર્વની આપના પ્રત્યે એ નમ્ર અરજ છે કે-સૂળની ભયંકર વ્યાધીથી પિડાતા આ યુસુફને આપ જલદી આરામ કરો." મોલવીજી હાથમાં કાળી તસ્વીર ધારણ કરી તેને ધુપાદિ પ્રયોગો વડે માંત્રીક બનાવવાનો ડોળ બતાવી જરા

---

બિજે ઉત્પાતે પાછો મુળ સ્થાનકે આવી પહોંચે તે વિદ્યાચારણ શક્તિ કહેવાય. ચારણ ઘણા પ્રકારની થાય છે. અગ્નિ શિખા ચારણ તે એવી છે કે-અગ્નિની શિખા ઉપર ચાલે. પણ અગ્નિના જીવોને હાની પહોંચે નહીં. તેમ પોતાને પણ અગ્નિનો તાપ લાગે નહીં. એમ જળચારણ પુષ્પ ચારણ ઈત્યાદિ ઘણા પ્રકારની ચારણ વિદ્યા છે. યાદ રાખવું કે આવી વિદ્યાઓ પોપલીલાનો પ્રવર્તક ગમે તેવો સમર્થ હોય તોપણ તેને મળી શકતી નથી.

×**અસિવાબ**—વચન સિદ્ધી મેળવી લેવી. આ સિદ્ધી પ્રાપ્ત થવી એ બાળકનો ખેલ નથી. જે વિશુદ્ધ ચારિત્ર સંપન્ન, વિશ્વપ્રેમી, અને નગ્ન સત્યમય હોય તેનેજ આવી અલભ્ય વસ્તુ પ્રાપ્ત થાય છે. કોઈ ડોળઘાલુ કહે કે મારામાં વચન સિદ્ધીનો વાસ છે તેથી હું તમોને શ્રાપ આપીશ તો તમારૂં અહિત થશે. ત્યારે માની લેવું કે-તેનામાં માણસાઈના ગુણનો પણ દુરકાળ પડયો છે. તો પછી આ કીમતી વસ્તુ તેની પાસે હોયજ ક્યાંથી.

ધીમે સ્વરે હોઠ ફડફડતા રાખી યુસુફની પીઠ પર હાથ ફેરવતા કહી આપે છે કે,–" આ યુસુફે નદિનાં કિનારા પર આવેલ કબરસ્તાન પાસે ગલીચિ કરી છે. તેથી આ અદૃષ્ય બલાનાં સપાટામાં તે આવી પડયો છે. ફીકર કરશો નહિં. હમણુાંજ ખુદાની કૃપાથી હું તેને આ દુખઃમાંથી મુક્ત કરૂં છું. 'ખેર, મેર, અને બંદગી.' એ ખુદાની પસંદગીની ચીજ છે. માટે કાંઇક ખેરીયાત થવી જોઇએ. રૂા. ૧૦૧ રોકડા અને સવાપાંચ શેર સાકર હમણુાંજ મારા આશ્રમે પહોંચતી કરો. કેમકે મિસ્કીન બીરાદરોમાં તેનો યથાર્થ ઉપયોગ ત્વરાથી થઇ શકે" આખરે મુલ્લાંજીની પ્રપંચ જાળમાં સર્વે કોઇ ફસાય છે. છતાં બીચારો યુસુફ આત્મશાંતિ મેળવી શકતો નથી.

આવી રીતે **પ્રેમકુંવર, કુટણી, લાડકુંવર, નફટકુંવર, પાંચો પટેલ, નામધારી સાધુ,** અને **મુલ્લાંજી** વિગેરે ધુર્તકળામાં પ્રવીણ મનુષ્યો કૃત્રીમ જાળ બીછાવી તેમાં ભોળી જન સમાજને ફસાવતા તેઓ જરા પણ અચકાતા નથી.

## હવે આમાં સત્ય શું છે? તે જરા તપાસીએ.

જ્યાં રાખ અથવા છાણુ પડયું હોય; ત્યાં ઝાડો કે પેશાબ કરવા નહિં–

રાખ અને છાણુમાંના પરમાણુંઓમાં રોગોત્પાદક જંતુઓનાં નાશ માટેની એક એવી તો મહાન શક્તિ સમાએલ છે કે, તેવી પ્રબળ શક્તિ કોઇ અન્ય પદાર્થોમાં હશે કે કેમ એ ગંભીર પ્રશ્ન છે. પાશ્ચિમાત્ય સંસ્કૃતિને લઇ આપણે પ્રાચિન આર્યત્વ સંસ્કૃતિને વિસારી મુકેલ હોવાથી, અત્યારે ઉક્ત ઉભય વસ્તુઓનું યોગ્ય સ્વરૂપ સમજવું અતિ મુસ્કેલ થઇ પડે એ સ્વાભાવિક છે. પરંતુ તે વિષય પરત્વે ઉંડા

ઉતરી વૈદકશાસ્ત્રનાં નિયમ મુજબ તેની યોગ્ય ચિકીત્સા કરવામાં આવે, તો તેનું સત્ય સ્વરૂપ સમજી શકાય તેમ નથી.

**રાખ**—રાખનાં ગર્ભ પ્રદેશમાં રક્ષણતાનું તત્વ સમાએલ છે. વિષ્ટા પ્રમુખ દુર્ગંધીનાં અટકાવ માટે, મલીન પદાર્થોનાં સંસર્ગને લઈ ઉત્પન્ન થતા અશુદ્ધ વાતાવરણુને શુદ્ધ કરવા માટે, અને અનાજ પ્રમુખ વસ્તુઓના સડાનો નાશ કરવા માટે તે એક કીમતિ વસ્તુ છે. તે સન્યાસીઓનાં શરીરપટ પર બિરાજી તેઓને ચામડીનાં દર્દોથી અમુક અંશે મુક્ત કરે છે. નિગ્રંથ અણગારોનાં શિરોભાગ પર આસન લગાવી તેને પંચમુષ્ટિ લોચનમાં મદદ રૂપ થઈ પડે છે; અને કૌમારીકાઓનાં ભવિષ્ય સુખ માટે ગોરપુજનમાં તેને યોગ્ય સહાયભુત થઇ શકે છે. વિગેરે તેનાં મહાન સદ્‌ગુણો અવર્ણનીય છે.

**છાણ**—છાણ એ એક ઉત્તમ વસ્તુ છે; હવા શુદ્ધિ માટે તે રામબાણ ઔષધી છે, સુધારાના ગર્ભ પ્રદેશમાં કુધારાનું હળાહળ વિષ જામેલું હોવાથી સ્વચ્છતાનાં બાનાં નિચે આપણે આપણું આર્યત્વ ભુલી સાચું પગથીયું ચુકી ગયા છીએ. આપણાં પ્રાચીન વડવાઓ પોતાને ત્યાં ઓછામાં ઓછી બે ચાર ગાયો અને ભેંસો રાખતા હતા. તેનું મુળ કારણ જો કાંઈપણ હોય તો તે એજ છે કે, તેનાં છાણ મુત્રાદિથી હવા શુદ્ધિ વડે રોગોત્પાદક જંતુઓ પોતાના ઘરમાં પ્રવેશ કરી શકે નહિં. નાનાં ગામડાઓમાં શહેરો કરતા જન સુખાકારી વધારે સારી રહે છે. કારણ કે ત્યાં ગાર માટીનાં ઘરો હોવાથી તેનાં લીંપણ ગુંપણમાં છાણ મુત્રાદિનું મીક્ષર થયેલું હોય છે. જેમ જેમ પાશ્ચિમાત્ય સંસ્કારોના લીધે છો-ઘાબાવાળા મકાનો આપણે કરતા ગયા, તેમ તેમ શારિરીક તંન્દુરસ્તીમાં નાદુરસ્તપણાનું ગાબડું પડવા લાગ્યું.

જૈનીઝમ્ તરફ દ્રષ્ટિ કરતા શ્રીમાન મહાવીર સ્વામીના વખતમાં કામદેવ, આણંદજી આદિ શ્રાવકોને ત્યાં દસ દસ હજાર ગાયોનું એક ગોકુળ એવા ચાર ચાર ગોકુળો હતા. શ્રીકૃષ્ણચંદ્રે પણ ગોકુળનું સ્વામિત્વ પદ સ્વિકારી તેની વચ્ચે રહેવાનું પસંદ કર્યું હતું. પરંપરાથી ચાલ્યા આવતા રિવાજ મુજબ પત્રવ્યવહારમાં 'ભાઈશ્રીપ' એવા શબ્દોનો ઉલ્લેખ કરવામાં આવે છે. તે પણ પ્રાચિન વૈભવ પ્રદર્શક એક અર્થ સૂચક કિમતી શબ્દ છે 'શ્રી' નામ લક્ષ્મીનું છે. 'શ્રી.પ.' એટલે પાંચ પ્રકારની લક્ષ્મીના ધારક, કે જેમાં ગાય ભેંસાદિ ઢોર પ્રમુખ એ પાંચ પ્રકારની લક્ષ્મીમાંની એક લક્ષ્મી ગણાય છે. ગાયને કામધેનુની ઉપમા આપી છે તેનું કારણ પણ એજ છે આવી રીતે રાખ અને છાણ એ બે ઉત્તમ વસ્તુ હોવાથી તેનો જ્યાં વાસ હોય, ત્યાં આસપાસનું વાતાવરણ શુદ્ધ હોય છે. આવા શુદ્ધ વાતાવરણને ગલિચી પ્રમુખથી અશુદ્ધ બનાવવું એના જેવું હાનિકારક કર્તવ્ય બીજું કયું હોઈ શકે? માટેજ તેવી જગ્યાએ ગલિચી કરવાની મહાન તત્વવેત્તાઓએ મના કરેલ છે.

**૨. જ્યાં ગાયો હરતિ ફરતી યા બંધાતી હોય ત્યાં ઝાડો પેસાબ કરવો નહીં.**

ગૌચર વિગેરે પ્રદેશના વિશુદ્ધ વાતાવરણને ગલિચી પ્રમુખથી અવિશુદ્ધ બનાવવું, એ પોતાની મેળે પોતાનું અને પરનુ ખુન કરવા બરોબર છે. મલીન વાતાવરણની અસર તેના ખોરાક પર થવાથી તે ખોરાક જ્યારે તેનાં શરિરમાં પ્રવેશ કરે છે; ત્યારે તેની પાસેથી આપણને મળતા દુધ, ઘી, છાસ, માંખણ ઈત્યાદિ કિમતી સાધનો અમુક અંશે મલીન પરમાણુંઓથી લિપ્ત થાય એ સ્વાભાવિક

છે. આથી બને છે એવું કે આપણી તન્દુરસ્તીમાં ન જાણી શકાય તેવો એક મહાન ફેરફાર થાય છે. આપણાં પ્રાચિન વડાવાઓએ ગાયોને કામધેનું વિગેરેની જે ઉપમા આપી છે; તે અક્ષરસ સત્યજ છે. કેમકે તે વખતે ગાયોનું પ્રતિપાલન ઘણીજ કાળજીપુર્વક થતું હોવાથી તેની પાસેથી દુધ, ઘી વિગેરે મળતા કિમતી પદાર્થો શુદ્ધ, બલિષ્ટ, અને વિકાર રહીત હોવાને લીધે તેઓનું જીવન વધારે રસમય બન્યું હતું. અત્યારે તે કામધેનુંને ગૌચરનાં અભાવે ઇચ્છિત મન માનતો પુરા પ્રમાણમાં ખોરાક નહિં મળતા, પેટ બળાતિ તે બિચારી જ્યાં ત્યાં રઝળી રખડી મલિન પદાર્થો આરોગી ઘેર આવે છે. અને તેથી આપણને દુધ, ઘી, વિગેરે કીમતી પદાર્થો મલિન પરમાણુંઓની અસરવાળા પ્રાપ્ત થવાને લીધે આપણી તન્દુરસ્તીમાં ન કળી શકાય તેવા ફેરફારો થાય છે. માટેજ પ્રાચિન મહાનુભાવો પોકારી કહે છે કે જ્યાં ગાયો હરતી, ફરતી, અથવા બંધાતી હોય ત્યાં ગલીચી કરવી નહિં.

**૩. જ્યાં રાફડો અગર વિષ્ટા વિગેરે મલિન વસ્તુ પડી હોય ત્યાં ઝાડો પેસાબ કરવો નહિં.**

જંગલ મધ્યે પવિત્ર વાતાવરણ અને કુદરતી ખોરાકથી પોશાતા અનેક નાનાં પ્રકારનાં *ઉરપર પ્રાણીઓ જેવા કે અજગર, સરપ, વિગેરે મુખ્યત્વે કરીને એક મોટા માટીનાં ટેકરાની અંદર અહોનિશ નિવાસ કરે છે. આ માટીના ટેકરાને રાફડો કહે છે. તેઓનાં જીવનનો આધાર નિર્દોષ વાતાવરણુપર અવલંબી રહેલ હોવાથી, પોતાનાં રહેવાનાં સ્થળની આસપાસ તે વધારે શુદ્ધ અને પવિત્ર વાતાવરણ જોવા માટે

*પેટ ચાલનાર પ્રાણીઓ.

હમેશાં ભારે કાળજી રાખે છે, આવા સ્થળે કોઇપણ જાતની ગલીચિ કરવી, એ તેઓની લાગણી દુખાવા બરોબર છે. શાણી કુદરતે વિશ્વમાંના કોઇપિણ પ્રાણીઓની લાગણી દુખાવવાનો હક કોઇપણ પ્રાણીઓને આપ્યો નથી એ નિર્વીવાદ છે. જેમ દરેક મનુષ્ય પોતાની અને સ્વ કુટુંબીઓની તન્દુરસ્તી જાળવવાની ખાતર પોતાનાં રહેવાના સ્થળની આસપાસ વધારે શુદ્ધતા જોવા માટે કાળજી રાખે છે; તેમ દરેક બે ઇંદ્રિયથી પ્રચેંદ્રી સુધીનાં દેહધારી જીવાત્માઓ પણ પોતાની તન્દુરસ્તિ માટે ઉપર મુજબ કાળજી રાખે છે. આમ હોવા છતાં કેટલાક પંથીકો બેદરકારીને લઇ તેવાં સ્થળે ગલિચી કરે છે. આથી પરિણામે કવચિત તે ઝેરી જાનવરનાં ભોગ પણ થઈ પડે છે. આવા અનેક દાખલાઓ ઘણી વખત આપણે જોયા અગર સાંભળ્યા પણ છે. લોકો તે બિચારા નિર્દોષ જાનવરોનો વાંક કાઢી તેને રંજાડે છે, પકડે છે, અને મારે પણ છે. પરંતુ પોતાની ભુલ જોવા માટે જરા પણ પ્રયત્નશિલ થતા નથી એ કાંઈ ઓછી શોકજનક બિના ન કહેવાય.

જ્યાં ગલિચી પડેલી હોય; ત્યાં તેની આસપાસનું વાતાવરણ બગડેલું હોય છે. આવા બગડેલા વાતાવરણને શુદ્ધ કરવાની જરૂર હોવા છતાં તે જગ્યાએ વધુ ગલીચી કરી, તે મલીન વાતાવરણને વધારે મલીન બનાવવું; અને તેની આસપાસ રહેતા નિર્દોષ પ્રાણીઓના જાનમાલને નુકશાન કરવું, એ એક માણસાઇ ખ્વાસની બહારની વાત છે. માટેજ પ્રાચિન શાસ્ત્રવેત્તાઓ કહી ગયા છે કે, 'જ્યાં રાફડો કે ગલિચી હોય ત્યાં ઝાડો પેસાબ કરવો નહિં.

**૪. જ્યાં ઉત્તમ ઝાડ અથવા અગ્નિ હોય ત્યાં ઝાડો કે પેસાબ કરવો નહિ.**

વનસ્પતિ શાસ્ત્રના અભ્યાસિઓ સારી રીતે જોઈ શકયા હશે કે, આ વિશ્વ સપાટીપર જુદી જુદી જાતનાં ઝાડોની અનેક જાતીઓ વિદ્યમાન છે. તે ઝાડોને કુદરતે વિવીધ વર્ગમાં વ્હેંચી આપેલ છે. તેમાં ઉત્તમ વર્ગમાં જે ઝાડોનો સમાવેશ થાય છે. તે ઝાડો દરેક જીવાત્માઓને ઓછા વત્તા પ્રમાણમાં સુખકર્તા હોવાથી તેની વધારે સાર સંભાળ લેવાની ખાસ જરૂર પડે છે. આવા ઉત્તમ ઝાડો નિચે કોઈપણ જાતની ગલિચી કરવી એ સ્વ અને પર એમ ઉભય વર્ગને હાનીકારક છે. કેમકે તેની ગલિચીનાં અશુદ્ધ વાતાવરણથી તે ઉત્તમ ઝાડોને એવી તો માઠી અસર થાય છે કે, ભવિષ્યમાં તે એક પૃથ્વિતળને ખાલી બોજારૂપ થઈ પડે છે.

જ્યાં અગ્નિનો સમુહ હોય ત્યાં ગલીચી ન કરવાની જે પ્રાચિન તત્વ વેત્તાઓએ મના કરેલ છે. તેમાં ગૌણતાએ કોઇ મહાન ગુહ્યાર્થ સમાએલો હોવો જોઇએ, કેમકે સમગ્ર વિશ્વ અગ્નિ ને અગ્નિદેવ એ નામથી સંબોધી રહેલ છે. જૈનીઝમ્ તરફ દષ્ટિ કરતા અગ્નિ તત્વનો રક્ષિત સપિ નામનો દેવતા છે. અત્યારે પણ આપણા જરથોસ્તિ બંધુઓ પોતાનાં ઘરમાં ચોવીસે કલાક અગ્નિદેવને જ્વલિત સ્થિતીમાં રાખી તેનુ માન સહિત પુજન કરે છે. તો પછી આ દૈવી તત્વની કોઈ પણ રીતે અવગણનાં કરવી તે યોગ્ય નથી. હવા શુદ્ધિ માટેનાં અનેક ઉપાયો પૈકી અગ્નિદેવ એ પણ એક સબળ ઉપાય છે. માટે જ્યાં ઉત્તમ ઝાડ કે અગ્નિ હોય ત્યાં ગલિચી કરવી નહિં.

**૫. જયાં આવવા જવાનો માર્ગ, પાણીનું ઠેકાણું, તથા વિસામો લેવાની જગ્યા હોય ત્યાં ઝાડો કે પેશાબ કરવો નહિં.**

જ્યાં આવવા જવાનો માર્ગ હોય ત્યાં ગલિચી કરવાથી જતા આવતા દરેક મનુષ્યોને અનેક જાતની મુશ્કેલીમાં ઉતરવું પડે છે. દુર્ગંધ આવવાથી હૃદયમાં ગ્લાનિ થાય છે, દૃષ્ટિએ પડવાથી શાંતિનો ભંગ થાય છે, અને પગ ખરડાઈ જવાથી *સમુર્છિમ જીવોની વિરાધના ઉપરાંત મનમાં ક્ષોભ થાય છે. આથી આસપાસનાં વાતાવરણમાં મલીન અને ઝેરી તત્વો દાખલ થાય છે. આ તત્વો પવન વેગે ચોમેર

---

* માતપિતાનાં સંયોગ વિના જે જીવો ઉત્પન્ન થઇ શકે, તે જીવો તે સમુર્છિમ જીવો કહેવામાં આવે છે. આમાં ઘણી કોટીનો સમાવેશ થાય છે. મનુષ્ય દેહમાં મલીન પદાર્થોમાંથી જે જીવો પેદા થવા પામે છે તે જીવો સુક્ષમ કોટીનાંપાંચ ઇંદ્રી અને આઠ પ્રાણનાં ધારક હોય છે. આવા જીવોની ઉત્પત્તિ માટે જૈન શાસ્ત્રકારોએ ચૌદ સ્થાનકો બતાવ્યા છે. **ઉચ્ચારે સુવા** -વિષ્ટા પ્રમુખ. '**પાસવણે સુવા**'-પેસાબ પ્રમુખ. '**ખેળેસુવા**'-બડખા પ્રમુખ. '**સંઘાણે સુવા**'-નાકની લીટ પ્રમુખ. '**વંતે સુવા**'-વમન પ્રમુખ '**પિતે સુવા**'-પિત પ્રમુખ. '**પુએ સુવા**'-પરૂ પ્રમુખ '**સુકકે સુવા**'-વિર્ય પ્રમુખ. '**સુક્કપોગલ પડિસાડીએ સુવા**'-વિર્યથી ખરડાએલ કપડાઓ પાણીથી ભિના થાય તેમાં. '**સોણીએ સુવા**'-રૂધીર પ્રમુખ. '**વિગય જીવ કલેવરે સુવા**'-મનુષ્યનાં જીવ રહિત કલેવરમાં. '**નગર નિધમણે સુવા**'-શહેરોની ખાળો તથા ગટરો પ્રમુખ. '**ઇથિ પુરૂષ સંજોગે સવા**'-અબ્રહ્મચર્ય પ્રમુખ '**સવ્વ અસુઈચી ઠાણે સુવા**'-સર્વ પ્રકારનાં અસુચીમય સ્થાનકો. ઉપરોકત ચૌદ સ્થાનકોમાં જે સમુર્છિમ જીવો ઉત્પન્ન થાય છે, તે જીવોની સંખ્યા વર્ણ, ગંધ, રસ, સ્પર્સ, અને સ થાણનો સંયોગ થતાં માત્ર બે ઘડી (૪૮ મીનિટ)ની અંદર 'અસંખ્યાત' સુધી પહોંચી શકે છે. આ ઝેરી જંતુઓને ઉત્પન્ન કરવાનાં કારણભુત આપણે પોતેજ છીએ કેમકે સેજ માત્ર બેદરકારી અને અવિવેક પ્રગટ કરતા તે પોતાનું કાર્ય ઘણીજ સહેલાઈથી પાર પાડી શકે છે.

ફેલાય છે. અને તેથી રોગોત્પાદક જંતુઓનો ઉપદ્રવ થતા સમસ્ત જનમંડળને તેનાં ભોગ થવું પડે છે. જૈન શાસ્રકારોએ રોગોત્પાદન ઝેરી તત્વો ઉત્પન્ન થવાનાં જે **ચૌદ સ્થાનકો** બતાવ્યા છે, તેમાં ફકત ઝેરી તત્વોનાં જન્મસ્થાન તરીકે **ઉચ્ચારેસુવા** અને **પાસવણે સુવા** એ બે શબ્દોને પ્રાધાન્ય પદ આપેલ છે.

વાવ, કુવા, હોજ, કે સરોવર કિનારે જ્યાં અનેક સ્રીઓ જળ ભરવા માટે અહરનિશ આવાગમન કરી રહી હોય, ત્યાં નિર્લજપણે કોઇપણ જાતની ગલિચી કરવી એ મનુષ્યપણાને એબ લગાડનારૂં બુરામાં બુરૂં કર્તવ્ય છે. નિર્દોષ સ્રીઓની મર્યાદાનો જાણી બુઝીને ભંગ કરવો, એ કુદરતના કાયદાનો ભંગ કરવા બરોબર છે. આવી પાશવ-વૃત્તિ કોઇપણ રીતે યોગ્ય ગણી શકાયજ નહિં.

રસ્તે ચાલતા જે સ્થળ અનેક વટેમાર્ગુનાં આવાગમન વડે વિરામ સ્થળ તરીકે પંકાઇ રહ્યું હોય; જે સ્થળ એક ગામથી બીજે ગામ જતા આવતા અનેક માલધારીઓ, ગાડા ખેડુતો, અને ગાડીવાનોનાં અહોનિશ પડાવથી આશિર્વાદ રૂપ થઈ પડયું હોય; અને જે સ્થળ અનેક યાત્રાળુઓનાં રાત્રીનિવાસથી એક ઉપયોગી સ્થાન તરીકે પ્રસિદ્ધિમાં આવી રહ્યું હોય તેવા સ્થળે કોઇપણ જાતની ગલીચિ કરી ત્યાંનું વિશુદ્ધ વાતાવરણ અશુદ્ધ બનાવવું; એ વિશ્રાન્તિઓની આત્મિક ભાવનાઓનું ખુન કરવા બરોબર છે.

ઉપરોક્ત કારણોને લઈ જ્યાં આવવા જવાનોં માર્ગ હોય; જ્યાં પાણીનું ઠેકાણું હોય; જ્યાં વિસામો લેવાની જગ્યા હોય ત્યાં ગલીચી કરવાની પ્રાચિન તત્વવેત્તાઓએ મના કરેલ છે.

**૬. જ્યાં સ્મશાન અથવા નદીનો કિનારો હોય ત્યાં ઝાડો પેશાબ કરવો નહિં.**

સ્મશાન જેવી ભયંકર જગ્યા કે જ્યાં અહરનિશ હૃદયભેદક ચિતાઓનો કરૂણાજનક દેખાવ; મરનારનાં વ્હાલાંઓનાં રૂદનનું ભયંકર ચિત્ર; અને ગિધ, સમળી ઇત્યાદિનો ચિત્કારમય ધ્વનિ નજરે પડે છે. તેવી ભયંકર જગ્યા આ દુનિયામાં બીજી કોઇ ભાગ્યેજ હશે. આવી ભયંકર જગ્યાએ કોઇપણ જાતની ગલિચી કરવા બેસવું એ કોઇપણ રીતે સારૂં કહેવાય નહિં કેમકે તેવી જગ્યાએ જવાથી પ્રથમ તો હૃદય થડકે છે. ભયાનક વિચારો ઉત્પન્ન થાય છે; અને માનસિક અશાંતિ ઉદ્‌ભવે છે. આથી ચિત અસ્વસ્થતાને લીધે તન્દુરસ્તીમાં પણ ફેર પડે છે. છેવટમાં તેનું પરિણામ કોઈપણ રીતે સારૂં આવતું નથી.

નદિ કિનારે સેંકડો સ્ત્રી પુરૂષોનું આવાગમન થાય છે. કોઇ ન્હાવા માટે તો કોઈ કપડાં ધોવા માટે; કોઈ પાણી ભરવા માટે તો કોઈ અન્ય કામ માટે; એમ અનેક સ્ત્રી પુરૂષો અને બાળકો ત્યાં અહરનિશ આવે જાય છે. આવા ઉપયોગી સ્થળે ગલિચી કરવી એ સજનતાઇનું લક્ષણ નથી. કેમકે ત્યાં જતા આવતા દરેક મનુષ્યોની મર્યાદાનો ભંગ થાય છે. વળી ત્યાંનું વાતાવરણ મલીન બને છે. આથી દરેકને તેનાં ભાગિદાર થવાનો વખત આવી પહોંચે છે.

આથીજ સ્મશાન કે નદિ કીનારે ગલિચી કરવાની નિતીકારોએ મના કરેલ છે.

ઉપર મુજબ ઇંદુમતીનાં સત્ય કથનથી લલિતાનું નિર્મળ અંતઃકરણ તેનાં ઉંચ ચારિત્ર પ્રત્યે વધારે આકર્ષિય બન્યું. શંકાનું યોગ્ય

રીતે સમાધાન થયું જાણી ઇંદુમતિનાં બુદ્ધિ પ્રભાવ માટે તે સ્વહૃદયમાં તેની સ્તુતી કરવા લાગી. ઇંદુમતીનો યોગ્ય શબ્દોમાં ઉપકાર માની તેને આપેલી તકલીફ માટે ક્ષમા ચાહવાનું તેણે ઉચીત ધાર્યું. ઉક્ત ધારણા અલ્પ સમયમાં તેણે અમલમાં મુકી દીધેલ હોવાથી પ્રત્યુત્તરમાં ઇંદુમતિએ માત્ર ફરજ સિવાય વિશેષ કાંઇપણ નથી કર્યું, એમ કહી પોતાની લાયકાત સિદ્ધ કરી આપી. આવી રીતે ઉભય અશ્વારોહી વિરબાળાઓ અનેક વાર્તાલાયની ધુનમાં ને ધુનમાં તેઓ એક મહાન સરિતાના કિનારા નજીક આવી પહોંચી.

વર્ષાનો અંતીમ સમય હોવા છતાં પણ સરિતાનો ઉગ્ર પ્રવાહ પ્રબળ વેગવાન હતો; જળ તરંગોની વક્ર સ્થિતી અને ઉંડાણ પાણીમાંની ભમરીઓનો વિચીત્ર દેખાવ સરિતાની મહત્વતા પ્રદર્શિત કરતો હતો; કિનારાપરના અનેક વિધ વૃક્ષોની ઘટ શાખાઓ કુદરતની અકળીત કળાનું ભાન કરાવી રહેલ હતી; સમિર પ્રવાહથી વૃક્ષોની ઝુકી રહેલ લતાઓ અને પુષ્પોનું નૃત્યગાન નૈસર્ગિક ભાવનાનું પોશણ કરતું હતું. કેટલાક પુષ્પ ફળાદિનો નાજુક ભાગ પાણીના શ્રોતને સ્પર્શિ રહ્યા હતો; મધ્યસ્થ ચરભુમી અને રેતાળ કાંઠાનો ભાગ જળની વિશેષ આવાદાની વડે સદંતર ડુબી ગયો હતો; ઉક્ત સરિતા મધ્યેનો ઉંચ પ્રદેશ જળ પ્રવાહની સાથે હરીફાઇ કરતો શ્રોતને બે ભાગમાં વેંચી આપતો હતો; પાસેનાં એક ડુંગરપરથી પડતો પાણીનો ધોધ અને કેટલીક ડુંગરી ધારો પરથી ઝરતા અમુક નિઝરણાઓનું આનંદદાયક દૃષ્ય કોઇ અલોકીક હતું; આકાશ રંગ બેરંગી વાદળાઓનાં વિચીત્ર દેખાવ વડે દૃષ્ટાની સુરમ્ય ભાવનાને જાગ્રત કરતું હતું; અને ચંદ્ર જ્યોતિનાં શિતળ કિર્ણો કોઇ વખતે મંદ તો કોઇ વખતે ઉગ્ર સ્થિતીમાં દૃષ્ટિગોચર થઇ રહ્યા હતા.

બંને અશ્વારોહી વીરબાળાઓ ઉક્ત કુદરતની નૈસર્ગિક રચનામાં જરા પણ લુબ્ધ ન થતાં સામેના કિનારા પર એકદમ પોંચી જવા માટે એટલી તો આકુળ વ્યાકુળ થઇ રહી હતી કે, માર્ગનાં સંશોધન માટે ચોમેર પોતપોતાનાં અશ્વોને દોડાવવામાં પોતાનાં દેહ પ્રત્યેનું પણ ભાન તેનાથી ભુલાઇ જવાયું હતું, કેમકે વખત વિતી ગયા પછી કુમાર **પ્રબળસિંહ**ની મદદે જઇ પહોંચવું એ નિર્થક છે. એવી વિશુદ્ધ માન્યતા તેઓનાં હ્રદયપટમાં ઉદ્ભવવા પામી હતી, અતિ પ્રયત્ને એક પથરનો પુલ તેના જોવામાં આવ્યો. આ પુલ હૈયારખી વિનાનો લગભગ પોણોસો હાથ લાંબો અને પાંચ છ હાથ પહોળો હોવાથી, તેમજ તેની ઉભય બાજુએ પાણીની સપાટી પુલની સપાટી ઉપરાંત એક વેંત વધારે હોવાથી પુલ પરથી વહન કરતો જળનો પ્રવાહ જોઇ તે પર પોતપોતાનાં અશ્વો સહીત સામેનાં કીનારે સહીસલામત પોંચી જવું, એ એક કઠીનમાં કઠીન કામ હતું. ઉક્ત દેખાવથી ઉભય વિરબાળા-ઓનું હ્રદય જરાપણ ક્ષોભ નહિં પામતા અતિ પ્રસન્ન મુખે અશ્વો-પરથી હેઠે ઉતરી, બહુજ સાવચેતીપુર્વક તેની લગામો પકડી, તે પુલ પરથી સામેનાં કિનારા પર પહોંચી જવા માટે તેઓએ પ્રયાણ શરૂ કર્યું. લગભગ અડધો માર્ગ કાપતા લલિતાનો ઘોડો જરા ચમકયો. લલીતા સત્વર તપાસ કરે છે તેવામાં તો કોઇ ઝુંડ નામનાં જળચર પ્રાણીએ, લલીતાનાં ઉભય ચરણોને વિંટાઈ વળી બિચારી લલિતાને જળ પ્રવાહમાં એકદમ ખેંચી લીધી. અને ઘોડો પણ નદીમાં જઇ પડયો.

આ બનાવથી ઇંદુમતીનું હ્રદય ભારે ક્ષોભ પામ્યું. છતાં પણ ધૈર્યતાથી તેણે તે જળચર પ્રાણી સામે બરાબર તાકી એક તમંચાનો એવો તો ચાલાકીપુર્વક અવાજ કર્યો કે, આખર તે ઝુંડ હત પ્રાણ

બન્યો. આથી બન્યું એવું કે લલીતા કુંડના પાસમાંથી તો બચી, પણ જળના પ્રવાહમાં નિરૂપાયે તણાવા લાગી. આથી ઇંદુમતી લાચાર બની લલિતાને કુદરતના હાથમાં સોંપી બહુજ સાવચેતીપુર્વક તે સામેના કિનારે જઇ પહોંચી. અકસ્માત આવી દુઃખદ્ રીતે લલિતાનો વિયોગ તેનાં હૃદયમાં સાલવા લાગ્યો. પરંતુ જે લક્ષબિંદુને પહોંચી વળવા માટે આટલી બધી જહેમત ઉઠાવી હતી, તે લક્ષબિંદુને અગ્ર સ્થાન આપી સત્વર તે અશ્વારૂઢ થઇ, પોતાનાં ઘોડાને પેલા ભુતીયાવડ સમીપ મારી મુકયો. અલ્પ સમયમાં તો તે ધારેલ સ્થળે આવી પહોંચી.

પ્રિય વાંચક! પછી શું થયું? અને પ્રબળસિંહને મારાઓની તિક્ષણ તલવારનો ભોગ થતા બચાવી, આખર પ્રબળસિંહ અને ઇંદુમતી મહારાજા સત્યપ્રિયની મદદે પહોંચી જવા માટે એક તીરની માફક ત્યાંથી અશ્વારૂઢ સ્થિતીમાં છુટી કેવી ભયંકર ઘીચ ઝાડીનો માર્ગ કાપતા આખર અદૃષ્ય થયા છે, તે તારા ધ્યાન બહાર ન હોવાથી, અત્રે તે સબંધી પિસ્ટપેસણુ કરી નાહક કાલક્ષેપ કરવો, એ યોગ્ય કહેવાય નહીં. માટે ચાલો આપણે પણ હવે તે ભયંકર ઘીચ ઝાડી મધ્યે પ્રબળસિંહ અને ઇંદુમતીની મુલાકાત લઇએ.

ઝાડી ઘણી ઘીચ અને વિક્રાળ છે; વિહંગો શાંતિદેવીનું આરાધન કરી રહ્યા છે; અને ભયંકર વન પશુઓનો ચિત્કારમય ધ્વનિ પ્રકાશી રહ્યો છે. આવી ભયંકર સ્થિતીમાં પણ વિર પ્રબળસિંહ અને બહાદુર ઇંદુમતી નિડરપણે પોતાના અશ્વોને એક તીરની માફક આગળને આગળ ચલાવી રહેલ છે. દોડતે ઘોડે પણ ઇંદુમતી કોઇ કોઇ વાર પાછળ પડી પ્રબળસિંહને જોઇ લેવાનું મન કરે છે, અને તેને પવન વેગે ઘોડો દોડાવત દેખી હૃદયમાં મરદાંનગીનાં વખાણુ કરે છે. કોણુ

જાણે પ્રબળસિંહ જેવું મહા મુલ્યવાન રત્ન કઇ રમણીના હૃદયપટમાં જડાવાનું હશે, તેને માટે તે સ્વહૃદયમાં અનેક જાતનાં તર્ક વિતર્ક પણ કરી રહેલ છે.

આ વખતે પ્રબળસિંહના મનમાં પણ કંઇની કંઇ ઉથલ પાથલ થઇ રહી હતી. અણીનાં સમયે અકસમાત ઇંદુમતીનું આવવું તેને આશ્ચર્યજનક લાગ્યું હતું. પ્રબળસિંહ ઇંદુમતીની બહાદુરી માટે પોતાના મનમાં મલકાતો હતો. ઇંદુમતીએ આપેલા જીવિતદાન માટે તેનો વારંવાર ઉપકાર માની અંતરમાં તેને પ્રેમપુર્વક વધાવતો, સ્નેહનાં ઉમળકાથી ગુણગાન ગાતો, ઇંદુમતીની પાછળને પાછળ તેની ઢાલ રૂપે ચાલ્યો જતો હતો. ઘણો વખત વીતિ ગયા છતાં પણ હજી મહારાજાનો પતો લાગ્યો નહિં. એમ જાણી કોઇ અનુકુળ સ્થાન આવે તો ત્યાં જરા વિશ્રાંતિ લેવાની, અને પ્રબળસિંહની સાથે વિશુદ્ધ વાર્તાવિનોદ કરી નિર્દોષ આનંદ મેળવવાની, ઇંદુમતીનાં હૃદયમાં ઉત્કંઠા થઇ આવી. તેવામાં એક સુંદર સરોવર દુરથી દેખાયું. મનોહર વન ભૂમિ, નવપલવ પુષ્પ ફળોથી લચી રહેલા ઘટટાર વૃક્ષો, સ્વચ્છ અને સપાટ મેદાન, અને ખુલી તાજી હવા એ સઘળા સંયોગો એવા આવી મલ્યા હતા કે, ગમે તેવા પંથીને ત્યાં વિસામો લેવાની સ્વાભાવિક ઇચ્છા થાય.

ઇંદુમતિએ પોતાના અશ્વનો વેગ ધીમો કરી પ્રબળસિંહને મધુર સ્વરે કહ્યું કે—"બહાદુર પ્રબળસિંહ! પંથ ઘણો કપાયો છતાં હજી સુધી મહારાજાનો પતો લાગ્યો નહીં. રખેને આપણે આ અજાણી વન ભુમી ભણી ભુલા તો નહીંજ પડયા હોઇએ? મહાનુભાવોનું કથન છે કે—'કુદરતની નૈસર્ગિક ઘટના પાસે મનુષ્યની કૃત્રીમ ઘટના બીના અર્થસૂચક છે.' આ કીમતી સૂત્રનો આજે આપણને સાક્ષા-

સ્કાર થયો છે. અત્યારે આપણી ભાગ્યદશા નબળી છે, તેથી દરેક સંજોગો આપણને નબળાજ આવી મળે છે. તો પછી હજુ આપણે આપણા પવનવેગી અશ્વોને આગળને આગળ કયાં સુધી ચલાવ્યે કરીશું?"

પ્રબળસિંહે જણાવ્યું—"તમારૂં કહેવું યથાર્થ છે. પણ જ્યાં સુધી પૃથ્વિનાં ભુષણરૂપ મારા મહદ્ ઉપકારી પરમપુજ્ય પિતાશ્રીનો મેલાપ થાય નહિં, ત્યાં સુધી અવિશ્રાંત સ્થિતીમાં આગળને આગળ પ્રયાણ કરવું એજ અત્યારે તો આપણા માટે હિતાવહ છે. હું ધારૂં છું કે તમે પણ એજ માન્યતાને વળગી રહ્યા હશો?"

ઇંદુમતીએ કહ્યું—"આપની આદર્શ પીત્રુભક્તિ ખરેખર ઉત્તમ છે. આપના જેવા પિત્રુભક્ત કુમારે જ્યાં સુધી પિતાપર આવી પડેલ આફત દુર ન થાય, ત્યાં સુધી વિશ્રાંતિનું સ્થાન અંગીકાર કરવું એ કોઇપણ રીતે ઉચીત ગણાયજ નહીં. પણ જ્યાં કુદરત વિરૂદ્ધ છે ત્યાં આપણો શું ઉપાય?"

પ્રબળસિંહે સ્મિત હાસ્યની સાથ પોતાનાં મુખ મંડળપર વિરત્વ દશા પ્રગટ કરી જણાવ્યું કે—"સત્ય છે. ખરૂં વિશ્રાંતિ સ્થાન તો મહારાજા સત્યપ્રિયના દુશ્મનોએ પોતાની પ્રતિષ્ટાને માટે રોકી રાખેલ છે.

એ પ્રમાણે મંદમંદ ગતીમાં અશ્વોને ચલાવતા; સ્નેહ દૃષ્ટિથી પરસ્પર સ્નેહનો વરસાદ વરસાવતા; અને વિશુદ્ધ પ્રેમનાં આદર્શ મંત્રોનો પ્રયોગ અજમાવતા તેઓ થોડે દુર નિકળી ગયાં, એટલામાં તો સરોવર છેક નજીક આવી પહોંચ્યું. એટલે ઇંદુમતિએ પુનઃ જણાવ્યું કે—"પ્રબળસિંહ! જે પિતાનો પોતાના વ્હાલા પુત્રપર અપ્રતિમ વાત્સલ્ય ભાવ છે; જે સ્વકુટુંબપર આવી પડેલ આફતથી ચિંતાની

પ્રબળ આગમાં ભસ્મિભુત થઈ રહેલ છે; અને જે પોતાની ઉજવળ કિર્તિને કલંકીત કરનાર પાપી નિતીસિંહ તથા વિજયસિંહનાં હસ્તમાં ફસાઇ તેનો ભોગ થવાની તૈયારીમાં છે; તેમનાં બચાવ માટે આપણે કંઇક વિશેષ કષ્ટ સહન કરી ત્વરાથી આગળ વધીને તેની શોધ કરવીજ જોઇએ. એ હું કબુલ કરૂં છું. પણ પ્રબળસિંહ! અરે ઓ બહાદુર પ્રબળસિંહ!! આપણો પ્રયત્ન કુદરતે વેડફી નાંખ્યો ત્યાં શું ઉપાય? હવે તો પ્રાતઃકાળની તૈયારી પણ થવા આવી છે. પાપી નિતિસીંહ અને વિજયસિંહ એ ઘોર કૃત્ય પ્રાતઃકાળ પહેલાંજ કરી લેવાનાં હતાં. માટે હવે તેના માટે શોચ નહિં કરતાં નિરૂપાયે મહારાજાની જીંદગી કુદરતનાં હાથમાં સોંપી, અત્રે જરા વિશ્રાંતિ લઇ, આ કુદરતની નૈસર્ગિક ઘટનાનું આંતર સ્વરૂપ નિહાળી આપણે આપણાં આઘાત પામેલા હૃદયને જરા શાંત કરવું. એજ અત્યારે સહિસલામત રસ્તો છે.”

ઇંદુમતિનાં અતિ આગ્રહથી, અને હવે પછીનો પ્રયત્ન ફોકટ છે એમ જણાવાથી, પ્રબળસિંહે પોતાનો ઘોડો કાંઇપણ આનાકાની વગર સરોવરનાં કિનારા ઉપરની લીલોતરી ચરવા માટે છુટો મુકી દીધો. ઇંદુમતીએ પણ તેમજ કર્યું બન્ને વિશુદ્ધ ભાવથી સરોવર કિનારે બેસી જળનાં ઉછાળાં મારતા મોજા સાથે મઝા ભોગવતા નિશંકપણે આપસઆપસમાં નિર્દોષ વાર્તાલાપનું પોશણ કરી હૃદયનો ભાર ઓછો કરવા લાગ્યા

“જુઓ! આ સરોવર કેવું સુંદર જણાય છે.” પ્રબળસિંહે કહ્યું.

“સુંદરતાની શી વાત કહું, કંચન સમાન સ્વચ્છ અને અમૃત સમાન મીઠા જળથી છલોછલ ભરેલા સરોવરની સુંદરતામાં શું ખામી

હોય? જાણે કે આપનાં સૌંદર્યમય હૃદય સરોવરની સાથે તે હરીફાઈ કરતું ન હોય." ઇંદુમતીએ નિખાલસ ભાવથી જણાવ્યું.

"કુદરતની નૈસર્ગિક કળા પાસે મનુષ્યની કૃત્રિમતા કેટલો વખત નભી શકે? જ્યાં સુધી વિપત્તિનું વાદળ ઘેરાયું નથી ત્યાં સુધી એ ક્રત્રીમતાનું દૃષ્ય કાંઇક સારૂં લાગે છે. પણ જ્યારે ઉક્ત વાદળ ઘેરાવા માંડે છે ત્યારે એ દૃષ્ય કોઇ જુદાજ રૂપમાં દેખાવ આપે છે. આવી મનુષ્ય હૃદયની ચપળતા છે. મારા હૃદયમાં કોઇ પણ જાતની સુંદરતા તમે જોઇ શકયા હો તો તે માત્ર ક્રત્રીમતાજ છે. આ સુંદર સરોવરની નૈસર્ગિક કળા પાસે તે ક્રત્રીમતાને ઉભા રહેવાનું સ્થાન પણ ન હોય." પ્રબળસિંહે નિર્માનીપણું પ્રગટ કરતા પોતાનો સહૃદય ભાવ પ્રગટ કર્યો.

"ક્રત્રીમતામાં પણ ઉજળી અને કાળી એમ બે બાજુઓનો સમાવેશ થાય છે. તેમાં ઉજળી બાજુ ગ્રાહ્ય છે, અને કાળી બાજુ અગ્રાહ્ય છે. આવી ઉજળી બાજુ ગ્રહણ કરી જે આત્મશકિતનો વિકાસ આપ કરી શકયા છો તે સ્તુત્ય છે. આપનું નિર્માનીપણું આદર્ણિય છે. વિચાર, વાણી, અને વર્તનની એકાગ્રતા માટે આપ સુપ્રસિદ્ધ છો એ અનુભવ સિદ્ધ વાત છે. આપનું સંસ્કારી જીવન અનેક સદ્‌ગુણોથી ભરપુર છે. તે મારા ધ્યાન બહાર નથી. તો પણ અપવાદ માર્ગને અવલંબી મારે આપને જણાવી આપવું જોઇએ કે, આપને માટે હવે માત્ર એકાદ સદ્‌ગુણને ખીલવવાનું કાર્ય બાકી રહ્યું છે." ઇંદુમતીએ આંતરિક પ્રણાલિકાને ધીમે ધીમે પ્રગટ કરવાનું ઉચીત ધારી સ્મિત હાસ્યપુર્વક જણાવ્યું.

"તમારૂં કહેવું યથાર્થ છે. દરેક મનુષ્ય અપૂર્ણતાની અમાવાસ્યામાં અથડાયાજ કરે છે. પૂર્ણતા પ્રાપ્ત થયા પછી તેઓને તેવી સ્થિતીમાં અથડાવાપણું હોતું નથી. જૈનઝમ્ તરફ દૃષ્ટિ કરતા અપૂર્ણતાને **છદ્મસ્ત** તરીકે અને પૂર્ણતાને **કેવળજ્ઞાન** તરીકે ઓળખવામાં આવેલ છે. અને તે સત્ય છે. હું પણ અપૂર્ણ છું. એ મારે કબુલ કરવું જોઇએ. તમે મારા હૃદયમાં જે સદ્‌ગુણની ખામી જોઇ શક્યા છો, તે કૃપા કરી જણાવશો તો ઉપકાર થશે. કેમકે અમુક આવર્ણોને લઇ મનુષ્ય પ્રાયે કરીને પોતાની ભુલ પોતે જોઇ શકતો નથી." પ્રબળસિંહે નિખાલસ ભાવથી પોતાની ઇચ્છા જાહેર કરી.

"ત્યારે અવિનય માટે પ્રથમથી ક્ષમા ચાહી જણાવવા રજા લઉં છું કે,–આપ અતિ પ્રભાવશાળી, વિદ્યાવિશારદ, વૈભવ વિલાસી યૂવાન રાજપુત્ર હોવા છતાં હજી સુધી પણ સ્ત્રી વિષયક પ્રેમનો આપનાં હૃદયમાં જરા પણ સત્‌કાર ઉદ્‌ભવી શકતો નથી; એ એક આશ્ચર્યકારક ઘટના છે. કેવળ એકાંત નયે સ્ત્રીજાતિને ધિકારી હૃદયહીન પુરૂષોની પંકતીમાં ખપવું, એ આપનાં માટે તો હું કદીપણ યોગ્ય ધારી શકુ નહીં." ઇંદુમતીએ માર્મિક શબ્દોમાં પોતાનો મનોભાવ પ્રગટ કરતા કહ્યું.

'આવી મનોહર રમ્ય વનભુમીમાંની નૈસર્ગિક પ્રભાનો જ્યાં પ્રેમપૂર્વક સત્‌કાર થઇ રહ્યો હોય; ત્યાં આવી રીતે શ્રૃંગારી વાતોની કૃત્રીમતાનો પડઘો પાડવો એ તમારા જેવી શુદ્ધ સંસ્કારમય વિદુષી બાળાને યોગ્ય કહેવાય નહિં. પરંતુ તમે એક મારા બાળ સ્નેહી અને વળી જીવનદાયક હોવાથી તમારી ઉક્ત શંકાનું સમાધાન કરી આપવું એ હું મારી એક ફરજ સમજું છું. અને તેથીજ હું સુવિદીત કરૂં છું

કે–મારા હૃદયમાં પ્રેમની ન્યુનતા છે, યાતો સ્ત્રીજાતિ વિષયક ધિક્કાર વસેલો છે એમ નથી. પણ સત્ય કારણ એથી સર્વથા ભિન્ન છે. એટલે કે સ્ત્રીજાતી વિષયક અતિ પુજ્ય બુદ્ધિનો મારા હૃદયમાં નિવાસ હોવાથીજ હું અત્યાર સુધી અવિવાહીત રહ્યો છું. અને હવે પછી પણ કોઇ પણ બાળા સાથે લગ્ન સબંધથી જોડાવાનો મારો મનોભાવ નથી." પ્રબળસિંહે શૃંગારી વાતોથી આડકતરી રીતે અલગ રહેવાનું સૂચવી પોતાની મનોવૃતીને સ્ફુટ કરતા જણાવ્યું.

"હું આપને ખાત્રી આપું છું કે, આપનાં આદર્શ જીવનને કલંકીત કરવાનું નિંદનીય કાર્ય કદીપણ મારાથી થવાનું નથી, એ આપ ચોકસ માનજો. પણ સ્ત્રી વર્ગ પ્રત્યે આપની આવી ઉત્તમ લાગણી હોવા છતાં, ગ્રહસ્થાશ્રમ પ્રત્યે આપની અરૂચી પ્રગટ થવાથી તે વર્ગનો સદાને માટે બહીસ્કાર કરવો. એ તો આપની સદ્‌સદ્ વિવેક બુદ્ધિનો કોઇ અદ્‌ભુત ચમત્કાર નહિં તો વળી બીજું શુ." સત્ય પ્રવૃત્તિનું પ્રમાણ પત્ર રજુ કરતા ઇંદુમતીએ, પ્રબળસિંહના મનોરાજ્યમાં સ્ત્રી જાતીનાં બચાવ માટે એક વકીલાતનો ધંધો સ્વિકારી લીધો.

"તમે જાણો છો કે બચપણથી ઉત્તમ સંસ્કારો વચ્ચે સ્વજીવન ઉછરેલું હોવાથી, મારા વિચારો વૈરાગ્ય પ્રદેશમાં વધારે દ્રધીભુત થએલા છે. અને તેથીજ **અતિ** વિકારવાળા વિકાશમય જીવનનો હું લાલચુ થવા માગતો નથી. જો કે આદર્શ જીવનનાં સાધનભુત ગુણીયલ ગોરી વિનાનું મારૂં શયનગ્રહ મને અનેકવાર સ્મશાન ગ્રહનું ભાન કરાવે છે; પરંતુ મારા વિચારો વિલક્ષણ હોવાથી કોઇની સાથે લગ્ન સબંધથી જોડાઇ, તેની અતિ વિષય પ્રવર્તક મનોભાવનાને બાળી નાંખવાનું કામ મારાથી થઇ શકે નહિં. કોઇ સજાતિ બાળાનાં હૃદયમાં પ્રાયે કરીને

કામવિકારનો બહુધા નાશ થયો હોય, તેવી ઉત્તમ બાળા મને તેમની સ્વ ઈચ્છાથી પતિ તરીકે પસંદ કરે, તોજ ખરા પ્રેમનું પોશણ થઈ શકે તેમ છે. અને તેથીજ દંપત્તિ પ્રેમનો મર્મ સારી રીતે જાળવી શકાય. એમ મારૂં માનવું છે. પુર્વાચાર્યોએ લગ્ન સબંધની જે વ્યવસ્થા સમાજ સમક્ષ રજુ કરેલી છે, તે માત્ર વિષયકિચમાં જીવનની જ્યોત બુઝાવી નાખવા માટે નહિં; પણ યાવત્ જીવિત મૈત્રીભાવથી એકત્ર રહી આપસઆપસમાં સુખ દુઃખનાં ભાગીદાર બનવા માટેજ નિર્માણ કરી છે ઉક્ત નિર્માણ કરેલ વ્યવસ્થામાં તે મહાનુભવોએ વિષય પ્રવર્તક મનોભાવનાનો માત્ર ગૌણતામાંજ સમાવેશ કરી, મૈત્રી ભાવનાનેજ પ્રાધાન્યપણું આપેલું છે." પ્રબળસિંહે ગ્રહસ્થાશ્રમનો આંતરીક ભેદ પ્રગટ કરી પોતાની મનોવૃતી સ્પુટ શબ્દોમાં જણાવી દીધી.

"**अति सर्वत्र वर्जयेत्.** એ મહદ્ સૂત્રને અવલંબી આ સંસારમાં અત્યંત કામાશક્તિ સારી નથી એ નિર્વીવાદ છે. કેટલાક સ્ત્રી પુરૂષો તેવી કામાશક્તિમાં એટલી બધી સિમા પર્યંત લીન થઇ જાય છે કે, તેનાં યોગે તેઓ પોતાનાં અન્ય કર્તવ્ય કર્મ તથા ધર્મ આદિને પણ ભુલી જાય છે. યૌવનનાં મદથી ઉભરાઈ રહેલા વીચાર વીહિન સ્ત્રી પુરૂષો, લગ્ન સબંધથી વિષય વ્યથા રૂપી વેદનાની શાંતિ ઇચ્છે છે. પણ તેની સાથે વિચાર, વાણી, અને વર્તનની ભિન્નતા રૂપિ જે અનેક વેદનાઓનો આરંભ થાય છે તે તરફ તેઓનું ઘણું ઓછું ધ્યાન ખેંચાય છે. આથી બને છે એવું કે, ઉભયનું અમૃતમય જીવન આખર વિષમય બની જાય છે. માટે ગ્રહસ્થાશ્રમની નૂતન જીંદગીમાં પ્રવેશ કરનાર દરેક સ્ત્રી યા પુરૂષે, પાત્રની પસંદગીમાં સારો બુદ્ધિ વિવેક બતાવવો જોઇએ એ હું કબુલ કરૂં છું. પણ જો કોઈ આપનાજ જેવી સજાતીની

સદ્‌ગુણાલંકૃત ચારીત્ર સંપન્ન તરૂણ બાળા, કેવળ પરસ્પર વિશુદ્ધ આત્મિક આનંદ તથા નિવૃત્તીજનક સુખને અનુભવવા માટેજ, આપની સાથે લગ્ન સબંધથી જોડાવા તૈયાર થાય તો પછી આપ તેનો પ્રેમપુર્વક સ્વિકાર કરી શકો ખરા કે ?" ઈંદુમતીએ પ્રબળસિંહનાં સ્તુત્ય વિચારો પર પોતાની નિર્મળ બુદ્ધિનો યોગ્ય પ્રભાવ પાડી, મળતાપણું બતાવ્યા બાદ તેનો મનોભાવ જાણી લેવા માટે પ્રશ્ન કર્યો.

"જો કોઈ તેવી ચારિત્ર સંપન્ન તરૂણ બાળા, તેમનાં વડિલોની આજ્ઞાનુસાર મુખ્યત્વે કરીને નિવૃત્તિમય આત્મિક આનંદોપ ભોગને માટે મારી સાથે પરણવાની ઈચ્છા પ્રદર્શિત કરશે, તો હું અવશ્ય તેની તે ઈચ્છાનો સ્વિકાર કરીશ. પણ ઈંદુમતિ હવે આ વાતને આટલેથીજ ટુંકી કરી પ્રથમ મને જણાવ્યું હતું કે, 'મારો અંગત સ્વાર્થ આપનામાં છુપાએલો છે.' તો કૃપા કરી જણાવશો કે તમારો અંગત સ્વાર્થ મારામાં શુ છે ? અને તે કેવી રીતે છુપાએલો છે. ખરેખર તમારા મહદ્‌ ઉપકારનો બદલો મારાથી વાળી શકાય તેમ નથી." પ્રબળસિંહે કૃતજ્ઞતા પ્રદર્શિત કરી ચાલુ વાર્તાને રોકી ઈંદુમતીનો અંગત સ્વાર્થ શું રહ્યો છે ? તે જાણી લેવા માટેની પ્રવૃત્તિને જન્મ આપ્યો.

"મારો અંગત સ્વાર્થ બીજો શું હોઈ શકે ? જેમ આપ અતિ વિષય પ્રવર્તક મનોભાવનાનાં પોશક નથી, તેમ હું પણ તેવી લાલસાઓમાં મારૂં જીવન નષ્ટ કરૂં તેમ નથી. જેવો આપનો દ્રઢ સંકલ્પ છે, તેવો દ્રઢ સંકલ્પ મારો પણ છે. આપ મારા સહવાસથી જાણી શક્યા હશો કે, રૂપ, યૌવન, અને ધન સંપત્તિનાં ખુનિ ભપકામાં નહિં મુંઝાતા માત્ર ગુણની " હું પુજારી છું. લાયક પાત્રની શોધના પરિણામે, આપ પ્રેમ પુષ્પથી પુંજવા લાયક છો, એવી મારી ધારણા લાંબો

વખતથી હોવા છતાં પણ સમયની પરિપકવ સ્થિતી સંપાદન ન થવાથી તે ધારણા આજ સુધી ફળીભુત થઈ નહોતી. કહેવાને ઘણી ખુશી ઉપજે છે કે આજે સદ્‌ભાગ્યે તે પ્રયત્નની સફળતા થઇ ચુકી છે. હું ધારૂં છું કે આપ મને સદાને માટે આપની સહચરી તરીકે સ્વિકારી, મારા પર કદિ ન ભુલાય તેવો મહાન ઉપકાર કરશો." ઇંદુમતિએ અતિ શરમાળપણે નિચી દૃષ્ટિ કરી જે જણાવવાનું હતું તે જણાવી દીધું.

"આ તમારૂં એક સાહસ થાય છે. તમે ગુણી આત્મા છો એ હું કબુલ કરૂં છું બચપણનાં સહવાસથી મારો આત્મા કદાચ તમારા સદ્‌ગુણ મય સૌંદર્યનું આકર્ષણ પણ કરે એ બનવાજોગ છે. પણ તમે તમારા જુલ્મી પિતાના હાથ નિચે હોવાથી, તેમજ પાપિ વિજય-સિંહનો શિકાર હોવાથી, તમારી મનોભાવના સિદ્ધ થવી એ એક આકાસ કુસુમવત્ છે. વળી હું અત્યારે સાધન રહીત છું. કયાં માતા ભાનુમતી; કયાં પિતા સત્યપ્રિય; કયાં ભગિની વિમળા તથા સરલા; કયાં સત્યવતી નગરી; કયાં આ ભયંકર ઘોર જંગલ; અને કયાં હું આ બધું સ્વપ્નવત્ થઇ ગયું. અત્યારે તો આ નિર્જન વન પ્રદેશ મધ્યે સાધન રહીત સ્થિતીમાં હું એક ભિક્ષુક છું. તો આ એક નિરાધાર ભિક્ષુકને સદાને માટે તમારો જીવન સાથી બનાવી, તમારી અતિ ઉપયોગી સુકોમળ જીંદગીને નાહક કંટક સમાગમથી શા માટે દુ:ખી કરવી જોઇએ! માટે તમારા તે વિચારો મુલતવી રાખી હવે શાંતિથી તમે તમારા નિવાસ સ્થાન તરફ કુચ કરો. કારણ કે હવે મને મારૂં ભવિષ્ય કયાં લઈ જવા માગે છે તે ચોકસ કહી શકાય નહિં. તમારો ઉપકાર મારાપર અવર્ણનિય છે. અને તેથી પ્રભુ સાક્ષીએ કહું છું કે. મારા આ દેહની અંદર જ્યાં સુધી લોહીનું એક ટીપું

હશે, ત્યાં સુધી તમે કદી પૃથ્વિના છેડાપર કોઇ રાજભુવનને દિપાવતા હશો, અથવા તો સુરપતિના પદને શોભાવતા હશો, તો પણ તમારા પવિત્ર નામનું સ્મરણ કદીપણ હું ભુલી જવાનો નથી." સદ્સદ્ વિવેક બુદ્ધિનો ઉપયોગ કરતા યોગ્ય કાર્યની યોગ્ય કદર બુઝી, પ્રબળસિંહે ઇંદુમતીને તેમનાં નિવાસસ્થાન તરફ કુચ કરવા માટે રજા આપી.

"શું આપ એમ માનો છો કે આ ઇંદુમતી એક ઇંદ્રની ઇંદ્રાણી કે કોઇ સાર્વભૌમ નૃપત્તિની મહારાણી થવાનું પસંદ કરે છે? આ દાસી આપને સાચું કહે છે કે, તે સંસારની સમગ્ર રિદ્ધીસિદ્ધી, દિવ્ય લોકોનો દિવ્ય ભંડાર. અને સ્વર્ગનું સુખ આપ પોતાનામાંજ નિહાળે છે. આ હૃદય આપનું પોતાનુંજ છે. આપનેજ સમર્પાયું છે. વિશ્વમાં પ્રેમ એ એકજ છે. અને તે જેને વેચ્યો છે તેનાજ હાથે તે વેચાવાની છે. હૃદય જો ચીરી બતાવાતું હોત તો પ્રબળસિંહ આપ જોઇ શકત કે તેમાં અહરનિશ કોની મુર્તિ નિવાસ કરી રહી છે? પ્રબળસિંહ! અરેઓ બહાદુર પ્રબળસિંહ!! યાદ રાખજો કે સ્મશાનમાં બળ્યા પછી પણ મારી રાખ આપનાં નામનો પોકાર કરી ઉઠશે. માટે આપ આપના સરળ હૃદયમાંથી એ શંકાને દૂર કરો. પાપી વિજયસિંહ તથા મારા નિચ પિતા નિતીસિંહ તો શું, પણ કોઇ ઇંદ્રાદિક દેવ પણ મારા વિચારો ફેરવવા માટે ગમે તેવી પ્રાણઘાતક કોશીશ કરે, તો પણ આ ઇંદુમતી પોતાના મકમ વિચારોથી કદીપણ ચ્યુત થવાની નથી તે નથીજ. પ્રબળ શક્તિવંત પ્રબળસિંહ! વિપત્તીથી મુંઝાઇ જઇ એક વિર પુરૂષને ન છાજે તેવા શબ્દોનો ઉચ્ચાર કરવો, એ શું આપના માટે લાજીમ છે? જ્યાં ઉદય ત્યાં અસ્ત; અને અસ્ત ત્યાં ઉદય. એ કુદરતી નિયમ આપ કેમ વિસરી જાઓ છો. જેમ

દેહથી છાયા ભિન્ન નથી; તેમ આપનાથી હું ભિન્ન નથી. એટલે હવે મને મારા નિવાસસ્થાન તરફ કુચ કરવા માટે સૂચના કરવી એ નિર્થક છે. મારૂં નિવાસસ્થાન હવે આપ પોતેજ છો. આપ જગલ નિવાસી બની અનેક હાડમારી સહન કરો, અને હું વૈભવ વિલાસમાં કાળક્ષેપ કરૂં; એ હવે કદીપણ બનવાનું છેજ નહિં. માટે આપ મારી ફિકર છોડી દઇ એક વખત મને પ્રભુ સાક્ષીએ વચન આપો કે હું તમારો કોઇપણ ભોગે મારા જીવનસાથી તરીકે સ્વિકાર કરીશ." ઇંદુમતીએ પ્રોત્સાહી જીવનની સાથે ધૈર્યવૃતીનું પોશણ કરી, પોતાનો અંતીમ નિશ્ચય સપ્રેમ જાહેર કર્યો.

"ધન્ય છે વીરબાળા તમારી દ્રઢતાને! તમારી ધૈર્યવૃત્તિના શબ્દો નિરાશાથી કરમાએલા મ્હારા તૃષિત હૃદયને આશા રૂપિ જળનાં સિંચનથી વિશેષ પ્રફુલીત કરે છે. અને તેથી તે હૃદય તમારો સ્વિકાર કરવા માટે મને પ્રેરતું હોવાથી તમારા આદર્શ હૃદયથી અકર્ષાઇ હું તમારો જીવનના સાક્ષી તરીકે સ્વિકાર કરવા પ્રભુ સાક્ષીએ વચન આપું છું કે જે વચનને જીંદગીના ભોગે પણ હું નિભાવી લઇશ." પ્રબળસિંહે નિખાલસ ભાવથી ઇંદુમતીના પ્રેમનો સ્વિકાર કરતા પ્રભુ સાક્ષીએ વચન આપ્યું.

બસ થયું ઇંદુમતિનાં આનંદનો પાર રહ્યો નહિ. અઘોર નિર્જન જંગલને મંગળરૂપ માની પરમાત્માનો તે ઉપકાર માનવા લાગી. પ્રબળસિંહ પણ ઘડીભરને માટે આ તમામ દુઃખ વિસરી ગયો. પરંતુ અફસોસ કે આ મધૂર સ્વર્ગિય દૃષ્ય કુદરતથી જોઇ શકાયું નહિ. બન્યું એવું કે પાસેની ઝાડીમાંથી સુસવાટા મારતી એક તિવ્ર ગોળી પ્રબળસિંહની જાંગ પાસેથી પસાર થઇ ઘણે દૂર જઇ પડી.

આથી પ્રબળાસિંહ અને ઈંદુમતિ એકદમ સાવધ થયા; અને સત્વર અશ્વારૂઢ થઈ ચોમેર તપાસ કરે છે, તો બે શસ્ત્રધારી કોઈ ગુપ્તચરો તેના જોવામાં આવ્યા.

પ્રિય વાંચક! આ ઉભય ગુપ્તચરની માહેતી આપતા પહેલાં મારે તને જણાવી દેવું જોઇએ કે, ઇંદુમતિ અને પ્રબળાસિંહ સત્યપ્રિયને બચાવવા માટેની ધૂનમાં ને ધૂનમાં અસલ માર્ગને પડતો મુકી કોઇ અન્ય માર્ગે ભુલા પડયા છે. વિધાત્રાએ તેઓને ભુતાદિક ઉપદ્રવથી પંકાઇ રહેલ **યક્ષદેવના દેવળ** નજીક લાવી મુકયા છે. પોતે કયાં છે તેનું ભાન તેઓને રહ્યું નથી. આ ઉભય ગુપ્તચરોએ ભુતાદિક ઉપદ્રવોના પોશાક છે. આપણે તેની **પુજારી** અને **દ્વારપાળ** એ નામે જુની ઓળખાણ તાજી કરીશું. પાસેના સરોવરમાં સ્નાનાદિક ક્રિયા માટે તેઓ, પોતાની એક ટોળી સાથે લઈ યજ્ઞમંદીરથી રવાના થઇ ચુકેલ હતા. રસ્તામાં આ અણધાર્યો શિકાર હાથ આવી લાગ્યો હતો. વૃક્ષોની ઘીચ ઝાડીનો આશ્રય લઇ પ્રબળાસિંહ અને ઈંદુમતી વચ્ચે જે સંભાષણ ચાલી રહ્યું હતું તે સર્વ તેઓએ પરિપુર્ણ સાંભળી લીધું હતું. આથી તે કોણ છે તેની યોગ્ય માહેતી તેને મળવા પામી હતી. અને તેથીજ તેઓએ પોતાના દરેક માણસોને વૃક્ષરાજીમાં સંતાડી દઇ તેણે એકાદ શસ્ત્રનો પ્રયોગ અજમાવ્યો હતો.

"ખબડદાર! જો અત્રેથી એક ડગલું આગળ ભર્યું છે તો." એટલું કહેતાની સાથે વીરબાળા ઇંદુમતિ તમંચાનો અવાજ કરતી એકદમ આગળ ધસી. પ્રબળાસિંહ પણ અસીમ શૌર્યથી ખુલી શમશેર ધારણ કરી ઉભયની આસપાસ ફરી વળ્યો. ગુપ્તચરોએ એક ગુપ્ત સંકેત કર્યો. સત્વર છુપાઈ રહેલ દસ પંદર હથીયારબંધ માણ-

સોએ ત્યાં પ્રવેશ કરી ઉભયને ઘેરી લીધા. ઇંદુમતિ અને પ્રબળસિંહે સંપુર્ણ ધૈર્યવૃત્તિથી અપ્રતિમ શૌર્યનો પડચો પાડયો. પ્રબળસિંહ વિક્રાળ વાઘની માફક ગર્જના કરતો, પોતાના ઘોડાને કુદાવતો, ભારતી દેવીના હાથમાંથી છુટેલા વજ્રની માફક શત્રુ દળ પર તુટી પડે છે. ઇંદુમતિ પણુ શત્રુઓનો સંહાર કરતી બેધડક દુશ્મનોનાં દળ વચ્ચે ઘુમી રહે છે. શત્રુઓ પણુ તેનાથી ગાંજ્યા જાય તેવા નથી. વિજળીના ચમકારાની માફક સામાસામી સમશેરો પ્રકાશી રહે છે. ઇંદુમતિનું શૌર્ય અનેક શુરવીરોની કાપણી કરી રહ્યું છે. પ્રબળસિંહ પણુ મેદાને જંગ બહાદુર પણે ઘુમી રહ્યો છે, દુશ્મનો પણુ તેવાજ શૌર્યથી આગળ ધસે છે. લોહીની નિકો ચાલે છે. આખર વિજયશ્રી, પ્રબળસિંહ અને ઇંદુમતિ પર પ્રસન્ન થાય છે. પોતાનો પરાભવ જાણી દુશ્મનો ભાગ નાશ કરે છે. યક્ષમંદીરનો પુજારી અને ગુપ્તભેદી દ્વારનો દ્વારપાળ જીવતા તેઓને હાથ પડે છે. શસ્ત્રાદિકની સાથે તેનો ગુપ્તવેશ છીનવી લઇ, તેઓને મુશ્કેટાઇટ બાંધી, કેટલીક માહેતી પ્રબળસિંહ અને ઇંદુમતિ તેની પાસેથી મેળવી લીએ છે. અને પછી થોડેદૂર કોઇએક ડુંગરીધારનાં ગુપ્ત ભોંયરાની અંદર તેઓને ધકેલી દઇ, તે ભોંયરાનાં દ્વાર આગળ આડી એક મજબુત પથરની સિલા ધરી દીયે છે.

આ ભયપ્રદ વનભૂમી પ્રત્યે વળી કોઇ અણુધારી આફત આવી પડશે; એમ ધારી પ્રબળસિંહ અને ઇંદુમતિએ પોતાનો ભગવો વેશ દૂર કરી, ઉક્ત ગુપ્તચરોનો કત્રીમ વેશ ધારણુ કરી લીધો. અને પછી ત્યાંથી એકદમ આગળ પ્રયાણુ શરૂ કરી દીધું. રસ્તામાં પણુ તેઓ યોગ્ય સાવચેતી રાખી રહ્યા છે. આગળ જતા થોડે દૂર એક દેવળ જોવામાં આવ્યું. આ દેવળ ભુતાદિક ઉપદ્રવોનાં જન્મદાતા તરીકે

પ્રસિદ્ધીમાં આવેલું હોવા છતાં, પ્રબળસિંહ અને ઇંદુમતિ તેનાથી બિન વાકેફ હતા. તેથી તેઓ જરા વિશ્રાન્તિ માટે તે દેવળ સમીપ જુજ વખતમાં આવી પહોંચ્યા. અશ્વોને અમુક વૃક્ષના થડ સાથે બાંધી ઉભયે બરાબર સાવચેતીપુર્વક તે દેવળની અંદર પ્રવેશ કર્યો. બન્યું એવું કે તરતજ ધબ દઈને તેઓને નીચે ભુગર્ભની અંદર નિરૂપાયે ઉતરી જવું પડયું.

આ સ્થળે અનેક ભુતાવળી પ્રયોગની વચ્ચે બે મનુષ્ય વ્યક્તિઓ ફસાએલ હોવાથી તે અદ્‌ભુત દ્રષ્ય તેઓના જોવામાં આવ્યું. પોતે ભયમાં છે એમ તેઓને જણાયું. પરંતુ તેવામાં તો ઉક્ત રાક્ષસો તેઓનું દાસત્વ સ્વિકારતા હોય તેવી દશામાં તેઓની પાસે હાથ જોડી ઉભા રહ્યા. અને પેલી બે મનુષ્ય વ્યક્તિઓ તરફ ઇસારત કરી તેઓએ કહી દીધું કે–" **ભક્ષ બરાબર હાથ આવ્યો છે.** " હવે આપનો શું હુકમ છે?

· પ્રિય વાંચક! આ બે મનુષ્ય વ્યકિતઓ તે બીજું કોઈ નહિં પરંતુ દેવી **ભાનુમતિ** અને વીર **પહાડસિંહ**, કે જેણે યક્ષ મંદીરનાં પુજારી પરનો **સત્યવતિથી નિતીસિંહ** પ્રેરીત એક પત્ર, **પુજારીને** ગુપ્તપણે પહોંચાડી આપવાનું માથે લેનાર ઉભય પંથીકને, શબ્દહન ભુમીનાં અલંકારરૂપ બનાવી, યોગ્ય માહેતી મેળવતાની સાથે વેશ પલટો કરી, પુજારીના મેળાપ માટે યક્ષમંદીરમાં થઈ જીવલેણ ગુફાની અંદર પ્રવેશ કર્યો હતો તેજ છે. અને તેને ઘેરી લેનાર ત્રણચાર વિકાળ રાક્ષસો તે બીજું કોઈ નહિં પણ, ભુતાદિક ઉપદ્રવના નામે લોકોનું સત્વ ચુસી લેનાર માનવ રાક્ષસો કે જે ભાનુમતિ અને પહાડ-સિંહને હંફાવવા માટે વિચીત્ર ચેષ્ટાઓ કરી તેની સામે થયા હતા તેજ છે.

પ્રબળસિંહ અને ઇંદુમતિના આશ્ચર્યનો પાર રહ્યો નહિં. તેણે જાણી લીધું કે 'પુજારી' અને 'દ્વારપાળ' ના વેશમાં જો આપણે અત્યારે ન હોત તો, આપણી પણ આ પંથીકોની માફક અતિ ભયંકર દશા થાત. પણ જે થાય તે સારા સારૂ. એમ ધારી પ્રભુનો ઉપકાર માની ઇંદુમતિ, કે જેણે 'પુજારી' નો વેશ ધારણ કર્યો હતો, તેણે બરાબર સાવચેતીપૂર્વક પેલા માનવ રાક્ષસોને કાંઇક ઇસારત કરી, કે તરતજ તેઓ સર્વ ત્યાંથી દૂર ખસી પોતપોતાના કામે લાગી ગયા. આ વખતે ભાનુમતિ કે જેણે નિતીસીંહના વિશ્વાસુ એક મૃત ગુપ્તચરનો વેશ ધારણ કર્યો હતો, તેણે 'પુજારી' પરનો એક પુર્વવત્ પત્ર તેઓની સમક્ષ રજુ કર્યો. ઇંદુમતિ ઉર્ફે પુજારીએ તે પત્ર ફોડયો. તો તેમાં પુર્વવત્ એક પોતાના પરનો ખુલ્લો પત્ર તથા બે પેકબંધ કવર તેના જોવામાં આવ્યા. ઇંદુમતિએ ધારી લીધું કે આમાં કાંઇક ગુપ્તભેદ છે. તેથી ઇંદુમતિ અને પ્રબળસિંહે તે બન્ને પથીકોને પોતાની પછવાડે ચાલ્યા આવવાનું જણાવી, તેઓ ઉભય જાણે કેમ આ ગુપ્ત ભુમીના ભોમીયા હોય, તેમ જીવલેણ ગુફા મધ્યેનાં દરેક દરેક પ્રદેશનું યોગ્ય ચિકીત્સા પુર્વક નીરિક્ષણ કરી તેઓ તેજ ગુફાદ્વારાએ બહાર નિકળ્યા. અને ત્યાંથી થોડે દૂર એક વૃક્ષ નિચે બેસી પેલા પંથીકોને પણ ત્યાંજ બેસવા માટે તેણે સૂચના આપી દીધી.

ઉપરી સત્તાનો હુકમ માન્ય કરી સર્વ કત્રીમ વેશધારી માનવ રાક્ષસો પોત પોતાને કામે લાગી ગયા હોવા છતાં, તેઓના હૃદય પ્રદેશમાં એક ભારે શોકની તિવ્ર લાગણી પેદા થવા પામી હતી. ઉક્ત દ્રષ્યથી તેઓએ જાણી લીધું હતું કે, આપણે ઉતાવળમાં એક મહાન જબરજસ્ત ભૂલ કરી છે. કેમકે આ બન્ને પંથીકો તે આપણાં ગુપ્તચરો

જણાય છે. અને કોઇ જરૂરી કાર્ય પ્રસંગેજ તેનું આવવું આ સ્થળે થયું છે. આ ભુલનું ભયંકર પરિણામ અવશ્ય આપણે ભોગવવું પડશે. એ વિચારે તેઓનું હૃદયસ્થાન ઘેરી લીધું હતું. પણ આ ગુપ્ત ભેદનો મર્મ તેઓ પીછાની શકયા નહોતા.

ઇંદુમતિ અને પ્રબળસિંહે સર્વ કાગળો ફોડી બરાબર ધ્યાનપુર્વક વાંચી જોયા. સર્વ પ્રપંચનો ભેદ તેના ધ્યાનમાં આવી ગયો. આ મળેલા સુઅવસર માટે પ્રભુનો તે વારંવાર ઉપકાર માનવા લાગ્યા. ઉભય પંથીકો તરફ તે એકાગ્ર દૃષ્ટિથી જોઈ રહ્યા. ચાલાક ઇંદુમતિ કળી ગઇ કે આ ઉભય પંથીકો એ કોઇ કપટ યંત્રણાના ગુપ્તચરો નથી, પણ આપણાજ કોઇ શુભેચ્છકો આ ગુપ્ત વેશમાં નજરે પડે છે. ભાનુમતિના હૃદય પ્રદેશમાં અનેક સંકલ્પ વિકલ્પો પેદા થવા પામ્યા હતા. પ્રબળસિંહ ઉર્ફે દ્વારપાળને જોઇ તેના હૃદયમાં પુત્ર પ્રબળસિંહનું સ્મરણ થઈ આવતું હતું. વળી ઇંદુમતિ ઉર્ફે પુજારી તરફ દૃષ્ટિ કરતા આ કોઇ પોતાની પરિચીત વ્યક્તિ છે; એમ પણ તેને ભાસ થઇ રહ્યો હતો. આખર કુદરતનો પડદો દૂર થવા પામ્યો. અને સર્વે આપસ આપસમાં અતિ સ્નેહપુર્વક હળીમળી પોત પોતાનાપર વિતેલ બીનાથી અમુક અંશે વાકેફ થયા બાદ, હવે આપણે શું કરવું એ નિર્ણયપર આવવા માટે તેઓ તત્પર થયા.

આ એક કૃત્રીમ સ્થાન છે; ભયંકર હત્યાકાંડ છે; ખુનિઓનું નિવાસ ધામ છે; આ સ્થાનની તમામ ગુપ્ત માહેતી મેળવવી એ મૃત્યુને આમંત્રણ આપવા જેવું દુર્ઘટ કાર્ય છે. ગમે તેમ હો! મૃત્યુ કાલે આવતું હોય તો ભલે આજે આવે; પણ આ સ્થાનની તમામ ગુપ્ત માહેતી આપણે મેળવી લેવી જોઇએ એ નિશંક વાત છે. જો

આપણે અસીમ ધૈર્યબળ વડે યોગ્ય ચાલાકીથી યુક્તિ પૂર્વક આ કાર્યનો પીછો પકડશું; તો મને આશા છે કે, વિજય આપણોજ છે. ભય, શોક, ગ્લાની, ઉદ્વેગતા, અને નિરૂત્સાહ પણાને આપણે દેશવટો આપવોજ જોઇએ. મને શ્રદ્ધા છે કે હું અને પહાડસિંહ જીવલેણ ગુફા મધ્યેની તમામ ગુપ્ત યંત્રણાની યોગ્ય માહેતી અમો જીવના જોખમે પણ મેળવી શકીશું." ઇંદુમતિએ પોતાનો વિચાર જાહેર કર્યો.

"સત્ય છે. પ્રભુ કૃપાએ યોગ્ય માર્ગ હાથ આવ્યો છે. હવે પ્રબળ પુરૂષાર્થનીજ જરૂર છે. આત્માની પ્રબળ શક્તિનો સદ્વ્યય કરી, આશા તૃષ્ણાંના અંકુરને બાળી મુકી કર્ત્તવ્ય ક્ષેત્રમાં જો આપણે યાહોમ કરી કુદી પડશું તો અવસ્ય ફતેહ આપણીજ છે. એ નિર્વીવાદ છે. દેવી ભાનુમતિનાં વિચારોને હું મળતો છું; અને તેમની સાથે રહી મૃત્યુની છેલ્લી ઘડી સુધી પણ કાર્ય કરવા માટે હું તત્પર છું. પણ આ સ્થળે મારે આપ સર્વેને જણાવી આપવું જોઇએ કે, અત્રેથી થોડે દૂર આવેલ્રા 'નૌતમપૂર' નામના એક નાના ગામડાનો માલીક **પેથુમલજી** નામનો એક ભીલ રાજા છે. આ રાજાની કેટલીક જગ્યા જાગીરો મહારાજા સત્યપ્રિયે જપ્ત કરેલ હોવા છતાં પણ, તે દેવી ભાનુમતિના દૈવી ચારિત્રથી આકર્ષાઇ તેના સદ્ગુણનો એક પુજારી બન્યો છે. વળી ચારિત્ર પ્રેમી, સદ્ગુણ સંપન્ન, અને બુદ્ધિશાળી છે. તેની સાથે વિરત્વ શક્તિધારક અમુક યોદ્ધાઓ પણ છે. તો આ વખતે તેને તમામ હકીકતથી જો વાકેફ કરવામાં આવે તો, તરતજ તે પોતાના પાંચસો ભીલોને લઇ અત્રે આપણી મદદે આવી પહોંચે. હું ધારૂં છું કે આવી મદદથી અત્રેના નરાધમોને ઝેર કરી, જીવતાને જીવતાજ તેને હાથ કરી, તેના મુખ્ય આગેવાનો સહીત કોઇ એક

ગુપ્ત સ્થળમાં તેઓને કેદ કરી શકાય. જો આમ બને તો ભવિષ્યમાં આ ભુતાદિક ઉપદ્રવ વરતુતા એ શું છે? તે જગત સારી રીતે જોઇ શકે. એમ મારૂં માનવું છે. જો આ કઠીન કાર્ય ઇંદુમતિ યોગ્ય સરળતાથી કરી શકે તો અવશ્ય કાર્ય સિદ્ધ થવા સંભવ રહે છે." પહાડસિંહે પોતાનો દ્રઢ સંકલ્પ રજુ કર્યો.

"તમારા વિચારો સ્તુત્ય છે. આપ બન્ને જીવલેણ ગુફા મધ્યેની તમામ ગુપ્ત યંત્રણાની યોગ્ય માહેતી મેળવી લેવા ભાગ્યશાળી થશો. તે દરમીયાન હું પોતે પેથુમલજી પાસે પોંચી જઇ યોગ્ય સહાય લઇ માત્ર છ સાત કલાકમાંજ અત્રે આવી પહોંચવા વક્કી રાખું છું. નરાધમોને હાથ કરવામાં તમારો પુરૂપાર્થ વધારે ઉપયોગી થઇ શકશે. મારી ચિંતા નહિં કરશો. હું નિડર છું, શક્તિ દેવીની ઉપાસક છું. મારૂં જીવન પાપીયોનાં પ્રલય માટેજ છે. શંકાને સ્થાન આપશો નહીં. જીવનની જયોત બુઝાવા પામે તો પણ તેના માટે મને જરાએ ચિંતા નથી; એ આપ ખચીત યાદ રાખજો. હું ધારૂં છું કે પ્રબળસિંહ 'દ્વારપાળ' નો પાઠ બરાબર ભજવશે. અને દેવળ મધ્યેની ગુપ્ત યંત્રણાંથી વાકેફ થઇ આસપાસનો પ્રદેશ પણ બરાબર જોઈ લેશે." ઈંદુમતીએ તે કાર્ય હાથ ધરવા માટે પોતાની ઈચ્છા જાહેર કરી.

તૈયાર છું. દ્વારપાળનો વેશ હું બરાબર ભજવીશ. પ્રથમ તો પેલાં તે માનવ રાક્ષસોમાંના એકને બોલાવી હું કહી દઇશ કે, આ બન્ને આપણા ગુપ્તચરો છે. જીવલેણ ગુફા મધ્યેની તમામ ગુપ્ત યંત્રણાંની તેઓને માહેતી આપો. દરમિયાન તેઓને મધુરાદેવી પાસે જવાનું હોવાથી આપણે તેઓને ત્યાં મોકલી આપીશું. હું ધારૂં છું. કે—આ યુક્તિથી બધી બાતમી આપણને મળી જશે. ત્યાં તમે પણ સહાય

લઇને આવી પહોંચશો. દેવળને લગતી તમામ ગુપ્ત યંત્રણાંની બાતમી મેળવી લેવી એ મારૂં કામ છે. હું ધારૂં છું કે પ્રભુ આપણને આ કાર્યમાં જરૂર વિજય અર્પશે. માટે બેફીકર રહેશો." પ્રબળસિંહે પોતાનો નિર્ણય વ્યક્ત કર્યો.

બસ થયું. નિર્ણય થઇ ચુકયો; ઇંદુમતિએ પ્રયાણ શરૂ કર્યું; અને પ્રબળસિંહ ભાનુમતિ તથા પહાડસિંહને લઈ પાછો મુળ જગ્યાએ આવી પહોંચ્યો એક માનવ પિસાચનું ત્યાં આવવું થયું. દ્વારપાળને સલામ ભરી હુકમની રાહ જોતો તે એક બાજુ ઉભો રહ્યો, પ્રબળસિંહ ઉર્ફે દ્વારપાળે તેને પૂર્વવત્ સૂચના આપી દીધી. નરાધમ તે ગુપ્તચરોને લઈ આગળ ચાલ્યો.

ભાનુમતિ અને પહાડસિંહને અનેક માનવ રાક્ષસોનો ભેટો થયો. કેટલીક ગુપ્ત યંત્રણાંનો ભેદ તેઓ કળી શકયા. ભિન્ન ભિન્ન પ્રકારના ભોંયરાઓની ભયંકરતાએ તેઓનું હૃદય હચમચાવી નાખ્યું. અને કેટલીક અંતરગર્ભિત ગુફાઓનું નિરીક્ષણ કરતા અમાનુષિ કાર્યનો સંપુર્ણ હેવાલ તેઓના જાણવામાં આવ્યો.

એકાદ સ્ત્રી વ્યકિતને ગરદન સુધી ભોંયમાં ભંડારી તેના શિરોભાગપર થતો શસ્ત્રાદિકનો પ્રહાર, વધસ્થ વનચર પશુઓના ચિત્કારમય ધ્વનિનું કરૂણાજનક દ્રષ્ય, વિધવિધ વિષયોતેજક માદક પદાર્થોનું સંગ્રહ સ્થાન, અનીતિના ધામ રૂપે પુજારી અને દ્વારપાળના શયન માટેનું એક વિલાષી સ્થળ, બળાત્કારે હરણ કરાએલ સુંદર રમણીઓનાં સતિત્વ જંખીત. કરવા માટેનો અમાનુષી પ્રયોગ, જળાશય મધ્યે યુવાન યુવતિઓની સાથે થતિ માનવ રાક્ષસોની જળલીલાનો અક્ષમ્ય દેખાવ, અને

કેટલીક હડીલી સ્ત્રીઓને ભુમી શિલાપર પછાડી તેનો અતિ કમકમાટી પણે થતો નાશ ઇત્યાદિ ભયંકર ઘટનાઓ તેઓ જોઈ શકયા.

ઉકત ઘટનાઓનું અવલોકન કરતા ભાનુમતિ અને પહાડસિંહનું કોમળ અંતઃકરણ દ્રવી પડયું. પણ તેઓની સમય સૂચકતાને લઇ તે દ્રવ્ય કોઇ કળી શકયું નહિં. પાપિઓની પાપ વાસના આ પૃથ્વી પ્રદેશપર કેવું નર્કાગાર ખડું કરી શકે છે; તેનો આજે સંપુર્ણ સાક્ષાત્કાર તેઓને થવા પામ્યો.

વાંચનાર! ભાનુમતિ અને પહાડસિંહને ગુપ્તચરોના વેશમાં તેં જીવલેણ ગુફાની યોગ્ય માહેતી મેળવતા તે સ્થળે રોકી; પ્રબળસિંહને દ્વારપાળના વેશમાં યક્ષ મદીરે મુકી; ઇંદુમતિને ભયંકર વન પ્રદેશમાં ઘોડો દોડાવતી રાખી; પ્રકૃતિ દેવીનાં અનેક રૂપાંતરોનું મહાયુદ્ધ જોવા માટે જો તારી ઇચ્છા થતી હોય, તો ચાલ આપણે કોઈ અવનવા બનાવનું અવલોકન કરીએ. કુદરતની અપૂર્વ લિલામાંથી ઝરતા અમૃતમય સૌંદર્યને કુલાંગારો કેવી રીતે વેડરી શકે છે; વિશ્વ વાડીનાં મનોરમ્ય પુષ્પોની મિઠી પરાગને પાપી આત્માઓ કેવી રીતે હતપ્રાણુ બનાવી મુકે છે; અને સંસારની મીઠી કલ્પનાના મનોહર દૃષ્યને દયાહિણુ દુષ્ટાત્માઓ કેવી રીતે કલંકીત કરી આ પૃથ્વી પ્રદેશ પર કેવો નર્કાવાસ ખડો કરે છે; તે જરૂર તારા જાણવામાં આવશે.

પ્રભાતનો સમય છે; મનોરમ્ય વનભૂમિ છે; વિશાળ સરોવરની આજુબાજુનો પ્રદેશ છે; ઘટાદાર વૃક્ષો ઝુકી રહ્યાં છે; ડુંગરી ધારો પરથી મીઠા જળના મધૂર ઝરણુંઓ ઝરી રહ્યાં છે; સરોવરના કિનારા નજીક એક સપાટ મેદાન છે; મેદાનની ચોબાજુ અનેક વેલાઓથી

સુશોભીત એક વૃક્ષ રાજી કુદરતે નિર્માણ કરી છે; મયુર મયુરીનું નૃત્ય ગાન મનોહર છે; મૃગલીનાં નાનાંભ બચ્ચાઓનું કુદવું આલ્હાદજનક છે; કુંજે કુંજે કોયલો ગુંજી રહી છે; અને વિહંગોનો કલરવ પ્રાણ પ્રેરીત છે.

આવા મંગળમય પ્રભાતથી સુરમ્ય વનભુમીને કોઈ ઉભય કુલાંગારો, લોહીથી અપવિત્ર બનાવવા માટે કોઇ બહાદુર પુરૂષનો વધ કરવાની અણી ઉપર છે. અને આ કાર્યની હરેક ઘટનાને છુપી રાખવા માટે આસપાસ પાંચ સાત શસ્ત્રબંધ માણસોની તે ખુનીઓએ નિમણુંક કરી છે.

પ્રિય વાંચક! મૃત્યુની છેલી ઘટીકા માટે નિર્માણ થએલ ઉક્ત વ્યક્તિ તે આપણો પરિચીત સત્યવતિ નગરીનો '**સત્યપ્રિય**' રાજા પોતેજ છે. અને આ ભયંકર ખુનીયો **વિજયસિંહ** અને **નિતીસિંહ** કે, જેઓ ભુતાદિક ઉલ્કાપાત જગાડી રાજકૌમારીકા **વિમળા** અને **સરલા**નું હરણ કરી, મહારાજા સત્યપ્રિયને કેદ કરતાની સાથે તેનો વધ કરવા સારૂ એક ભયંકર વન પ્રદેશ તરફ પ્રયાણ જારી રાખ્યું હતું તેજ છે.

સત્યપ્રિયના સોચનો કાંઇ પાર નથી. તે પોતાના મન સાથે વિમાસણ કરે છે કે—

કહત સમય બળવાન હે, નહિ પુરૂષ બળવાન;<br>
કાબે અર્જુન લુંટીયો, એહી ધનુષ્ય એહી બાન.

એક સમય એવો હતો કે મ્હારી ફુંક માત્રથી પહાડોને પૃથ્વીમાં પેસી જવું પડતું; આજે મારૂં રૂદન સાંભળનાર કોઈ નથી. જ્યાં જ્યાં મારો પગરવ થતો ત્યાં ત્યાં મારી અસ્ખલિત સત્તાવડે ગાઢ અંધકારમાં

પણ પૂર્ણ પ્રકાશ ખિલી નિકળતો; આજે આકાશમાં ઉદય પામવાની તૈયારી કરતો સૂર્યદેવ પણ પોતાનો દિવ્ય પ્રકાસ આ પ્રદેશ પર પાડવાની આનાકાની કરે છે. એક વખત મૃદુ આસનપર બેસતા મને મારી સાર્વભૌમ સત્તા માટે ગર્વ થતો હતો; અત્યારે આ મજબુત બંધનવડે દુઃખી થતો હું, કે જેનો આર્તનાદ સાંભળવા માટે કોઇ દરકાર કરતું નથી. અને એક વખત હું મારા વૈભવ વિલાસમાં આનંદોત્સવ માણી રહ્યો હતો; અત્યારે નિરાધાર સ્થિતીમાં હું મારા પોતાનાજ પડછાયાની ઠંડી અગ્નિમાં દગ્ધ થાઉં છું.

ખચીત આજે મારૂં કોઇ નથી. આ મનોહર વૃક્ષો, વિશાળ સરોવર, અને અનેક કુંજ સ્થળો આજે મને ભયપ્રદ લાગે છે. નિઃશંસય મારી આ દુર્દશાનું કારણ હું પોતેજ છું. પરમાત્માએ પ્રજાનાં કલ્યાણ માટે મને એક પોતાનો પ્રતિનીધિ બનાવ્યો; છતાં મેં મૂર્ખતાથી તે પ્રજાના સુખનું સુકાન, આ અધર્મિ ક્રુર ઘાતકીઓના હાથમાં સોંપ્યું તો તેનું દુઃખદ પરિણામ મારેજ ભોગવી લેવું પડે એ સ્વાભાવિક છે.

ઉપર મુજબ અશ્રુપાત કરતો અતિ નમ્ર ભાવે તેણે વિજયસિંહ તથા નિતીસિંહને જણાવ્યું કે–" ભાઇઓ ! રાજ્ય સંપતિ તમારે સ્વાધીન રહેવા દઇ હું મ્હારો પ્રાણ બચાવવાની તમારી પાસે ભીક્ષા માગું છું." તરત નિતીસિંહે એક કાગળ પોતાના ગજવામાંથી કાઢી કહી આપ્યું કે–" ઘણીજ ખુશીથી! જ્યારે આપની એજ ઇચ્છા છે; તો પછી આ પત્રના લખાણ નિચે આપની સહી કરો."

સત્યપ્રિયે પત્ર વાંચવો શરૂ કર્યો. જેમાં લખ્યું હતું કે–" હું રાજા સત્યપ્રિય આ લેખથી મારી વફાદાર પ્રજાને આજ્ઞા કરૂં છું કે હું ખાસ

કારણને લઇ મારી ચીત્ત સમાધી માટે એક ઇચ્છિત માર્ગ હસ્તગત્ કરૂં છું. જેથી હું તમારાથી હમેશને માટે અલગ રહીશ. છતાં પણ હું જ્યાં હઇશ ત્યાંથી પણ મારી વફાદાર પ્રજાપર મધુર આશિર્વાદો વરસાવતો રહીશ. વળી મેં પ્રજાને સુખી કરવાના મહદ્ વિચારથી મારી વફાદાર પ્રજાના સુખનું સાધન એવા વિદ્વાન્, બુદ્ધિવંત, અને સદ્ગુણી મનુષ્યોના હાથમાં સોંપ્યું છે કે, જેઓએ રાજ્યની, મ્હારી અને મ્હારી વફાદાર પ્રજાની ઘણી વખત બહુજ કિમતી સેવા બજાવી છે. અને પ્રમાણીકતાથી વિરત્વ શક્તિનું ભાન કરાવી જગતના ઇતિહાસમાં જેઓએ પોતાનાં નામો અમર કર્યા છે. જેનાં નામો 'વિજયસિંહ' અને 'નિતીસિંહ' છે. કે જે ઉભય દેવો આજથી મ્હારા રાજયનાં અને પ્રજાનાં કુલ માલીક ગણાશે. માટે હવેથી સર્વેએ તેઓની આજ્ઞાને પ્રભુ તુલ્ય માની તેને યોગ્ય માન આપવું."

પત્રનું વાંચન પુરૂં થતાં સત્યપ્રિયનાં રોમાંચ ખડાં થયાં. રાજ્ય પચાવી પાછળથી પ્રજા બળવો ન જગાડે તેના માટે આ યુક્તિ ઠીક છે અહાહા!!! રાજ્ય લોભ શું નથી કરતો? આ વખતે જો હું શસ્ત્ર સહિત હોત તો તેને મારો હાથ બતાવી આપત. પણ અત્યારે તદ્દન હું નિરૂપાય છું તેથી સમયને માન આપી આ પત્રમાં અત્યારે મારે સહી કરી આપવી એજ સલામતિ ભર્યું છે. એમ વિચારી સત્યપ્રિયે સહી કરી આપી તે પત્ર નિતીસિંહના હાથમાં મુકયો. નિતીસિંહે ગજવામાં મુકી જણાવ્યું કે-"હવે આપ અત્રેથી કયાં જવા ધારો છો? આપ નૃપતિને કોઇ અયોગ્ય હાલતમાં રઝળી રખડી જીવન પુરૂં કરવું, એ કરતાં હમેશને માટે મધુર શાંતી મેળવી લેવી એ વધારે સારૂં છે." ખરેખર જેમનાં હૃદયમાં એક પણ દયાનું કિરણ હોતું

નથી, તેઓના વૈરની કોઇ રીતે તૃપ્તિ થતી નથી. જ્યારે તેઓનો આત્મા તેમના પાપી શરિરને છોડી ચાલ્યો જાય છે, અને તે શરિર જ્યારે કુદરતની માટીમાં મળી જાય છે, ત્યારેજ તેમની ક્રુરતા અને દુષ્ટતાની સમાપ્તિ થાય છે. ડુંગર પ્રદેશ દૂરથી રળીયામણો લાગે છે. સોમલ તેના બાહ્ય દર્શનથી ઉજ્વળ ભાસે છે પણ ખરૂં જોતાં શું છે તે તો અનુભવથીજ જાણી શકાય છે. ખરૂંજ કહ્યું છે કે—

### *શિખરણી છંદ.

ભલે રંગે ધોળા, ઢગ બગ હશે ખૂબ સૂરતી;
નકી કાંળા કર્મે, તન મન વિષે પ્રીત પૂરતી.
ઘણાં પક્ષી પાપી, બહિર નજરે સુંદર દિસે;
નકી જાણો તેવી, પતિત રીત +દુષ્ટ મન વિષે

'સત્યપ્રિય' હવે અનુભવથી સારી રીતે જાણી શકયો કે આટલેથી તૃપ્ત નહિં થતા હવે તે મારો પ્રાણ લેવાની ઇચ્છા રાખે છે. તેથી તેણે વિજયસિંહ અને નિતીસિંહને સંબોધી કહ્યું કે,—" ભાઇઓ! તમારી ઇચ્છા મુજબ મેં તમોને તે પત્રમાં સહી કરી આપી, છતાં પણ તમો મારો વધ કરવા ઇચ્છા રાખો છો? ભાઇઓ! પ્રભુની ખાતર જવા દીયો. પરમાત્મા તમારી ક્રુરતા પર રોશે ભરાસે તો કદાચ આકાશ ટુટી પડશે. કાળનો તો જરા ભય રાખો! આવી રીતે મદોન્મત બની આ માનવ જીવનની ઉપયોગીતાનો જરા પણ વિચાર ન કરવો એ શું લાજીમ છે? વિચારો કે—

---

* નેમી રાજાના રાસમાંથી. + દુષ્ટ શબ્દની જગ્યાએ મુળ શબ્દ રાજા હતો.

***શિખરણી છંદ.**

હતા જેની પાસે, સુર નર સમા હાજર ઘણાં;
હતા હરિત ઘોડા, શુર સુભટની તો નહિં મણાં.
થયા મોટા મોટા, સકળ જગ જેથી ખળભળે;
કરી દીધા કાળે, ક્ષણુ સમયમાં ખાખ ભૂતળે.

ભાઇઓ! કાળની આવી કૃતી હોવા છતાં અનિતીમય જીવનથી વૈભવ વિલાસી બની પોતાની પાછળ કેવળ પાપનો પુંજ મેલી જવો; એ સમજુનું કર્ત્તવ્ય ન હોવું જોઇએ. વળી હું તમોને હમેશાં તમારી ઇચ્છાને આધીન થતો આવ્યો છું. હવે સંતોષ રાખો. મને મારી મુર્ખાઇનું પ્રાયશ્ચિત કરવા માટે થોડો વખત તો જીવવા દીયો. તેમ છતાં તમારી એમજ ઇચ્છા હોય તો પ્રથમ મને બંધન મુક્ત કરી, પછી એક હથીયાર મ્હારાં હાથમાં આપો કે જેથી હું પોતેજ મારા હાથથી મારી આ જીંદગીનો અંત આણી તમોને ખુશી કરૂં. નાહક તમારે પાપના ભાગીદાર બનવાની શી જરૂર છે?"

વિજયસિંહે તેને અભિમાન પૂર્વક બંધન મુક્ત કર્યો; અને એક સમશેર જોર પુર્વક તેના સામી ફેંકી. સત્યપ્રિયે તે શમશેર હાથમાં લીધી. એ દર્પણુમાં પોતાનું મુખ દર્શન થવાથી ખરી વિરત્વ શક્તિ જાગૃત થવાને લીધે સત્વર તેણે નિતીસિંહને જણાવ્યું કે—

"આ સમશેરમાં મારો પ્રાણુ લેવા જેટલી શક્તિ છે ખરી કે?"

"હા."

---

* નેમી રાજાના રાસમાંથી.

"ત્યારે આ સમશેરને મારા હાથમાં જોઈ તને કાંઇ ભય લાગે છે ખરો કે?"

"કદીજ નહિં."

"ત્યારે કદાચ આ કટાર મારી બદલીમાં તારો, વિજયસિંહનો, અને આ તારા માણસોનો જાન લેવા તત્પર થાય તો તને ગમે ખરૂં કે નહિં?"

"શું એટલી શક્તિ પણ હજી તમારામાં રહી છે?"

"હા! હું એક ક્ષત્રી પુત્ર છું. શક્તિ દેવીનો આરાધક છું. આ કટાર એ સાક્ષાત શક્તિની પ્રતિમા છે. શુદ્ધ ક્ષત્રી પુત્રના હાથમાં હથીઆર આવ્યા પછી તેને તેના ગૌરવનું ભાન થાય છે. અને તેથીજ હું તમો સર્વેને આમંત્રુ છું કે હિમત હોય તો આવી જાઓ સામે મેદાન તૈયાર છે."

સત્યપ્રિયનું શૌર્ય તેઓનાથી અજાણ્યું નહોતું. પણ અત્યારની તેની કફોડી સ્થિતીનો લાભ લઇ વિજયસિંહ અને નિતીસિંહ પોતાનાં માણસો સહીત એક તીડની માફક તેના પર તુટી પડયા. બહાદુર સત્યપ્રિયે તે સર્વની એક ઘાસની માફક કાપણી કરવા માંડી. સિંહગર્જના કરતો સત્યપ્રિય વિજયસિંહની સામે ધસ્યો. પરંતુ પગમાં એક જબરી ઠોકર લાગવાથી તે પૃથ્વી પર ઢળી પડયો. આ તકનો લાભ લઇ દુશ્મનોએ તેના પર એવો તો મજબુત મારો ચાલુ રાખ્યો કે, આખર સત્યપ્રિય હતાસ થઈ નાશિપાસ બન્યો. નિતીસિંહ તેની છાતીપર બે ગોઠણીયા ભર ચડી બેસી સમશેરથી જેવો તેના પર વાર કરવા જાય છે કે, તરત તેનો તે હાથ પાછળથી કોઇએ આવી પકડી લીધો. નિતીસિંહ આશ્ચર્યપુર્વક ચોમેર નજર કરતાં વિજયસિંહને

નાશી ગએલો જાણી, એ નૂતન વ્યક્તિ તરફ ડોળા ધુરકાવતો કહેવા લાગ્યો કે,–"કોણ એ ભિલરાજા ?" એટલું બોલતાની સાથે તો તે પણ ત્યાંથી યોગ્ય ચાલાકી પુર્વક ચુપકીથી નાશી છુટયો.

સત્યપ્રિયની સ્થિતી અસ્ત વ્યસ્ત છે; શસ્ત્રાદિકનાં પ્રહારો વડે શારિરીક શક્તિ ક્ષીણ બની ગઈ છે; જખમોમાંથી અનહદ રૂધીર ચાલ્યું જાય છે; હૃદય ભયથી પુર્ણ વ્યાપ્ત છે; પ્રકૃતિક સૌંદર્ય પર આત્મગ્લાની છવાઈ રહી છે; શ્વાસની ગતિ પ્રબળ છે; અને નાડી અતિ વેગવતી છે; સત્યપ્રિયની આ દશા જોઈ સહાયક વ્યક્તિને જરા ખેદ થયો. પરંતુ ધૈર્યવૃત્તિથી પ્રસન્ન મુદ્રા વડે સ્થિર નેત્રોથી તેણે તેના સામું જોયું. થએલા જખમો પર કામ ચલાઉ પાટા પિંડી કરી યોગ્ય આશ્વાસનની સાથે તેણે સત્યપ્રિયનું માથું પોતાના ખોળામાં લીધું; અને આસપાસ કોઈના આવવાની રાહ જોતાં તેણે ચોમેર તિવ્ર દૃષ્ટિપાત કર્યો. સુભાગ્યે પોતાના પાંચ સાત અશ્વારોહી શસ્ત્રબંધ માણસો ત્વરિત વેગે ત્યાં આવી પહોંચ્યા.

આખર પરમાત્માએ આ દયાળુ સહાયકની સહૃદયતા સ્વિકારી સત્યપ્રિયને જરા શુદ્ધિમાં આણ્યો. કામ ચલાઉ યોગ્ય માવજતથી તેના જખમી હૃદયમાં જરા વિદ્યુત પ્રવાહ દાખલ થયો પોતાની માવજતમાં એકાદ દયાળુ વ્યક્તિ પોતાનાં અન્ય માણસોની સાથે યથાર્થ આત્મભોગ આપી રહી છે; એમ જ્યારે સત્યપ્રિયે જોયું ત્યારે તેનાથી સહજ બોલી જવાયું કે,–"કોણ ! બીલરાજા ?" "હા ! એજ હું ભીલ રાજા છું. કૃપાળુ નરેશ ! ગભરાશો નહિં. દુશ્મન નાશી છુટવા પામ્યો છે; ફિકર નહિં. તેની પણ અવકાશે ખબર લેશું. અત્યારે સમયને ઓળખી લેવો એજ આપણું કામ છે. આપ શાંતીથી

આ બહાદુર અશ્વપર સ્વાર થાઓ. હું પણ આપની સાથેજ છું.'
સહાયક વ્યક્તિએ જણાવ્યું.

"બહુ સારૂં. હું તમારી ઇચ્છાને આધીન છું. આજે તમોએ
બરાબર અણીને વખતે મને જે સહાયતા અર્પણ કરી છે તેને માં
હું તમારો ખાસ અંતઃકરણપુર્વક ઉપકાર માનું છું." સત્યપ્રિયે ઘોડ
પર ચડતા ચડતા પોતાનો મનોભાવ વ્યક્ત કર્યો.

પ્રિય વાંચક ! આ નૂતન વ્યક્તિ એ એક ભીલરાજા છે; તે
નામ પેથુમલજી છે; જાતે બહાદુર અને પ્રભાવશાળી છે; તેમનું શરિ
દ્રઢ અને બળવાન છે; લલાટ તેજ પુર્ણ, અને આંખો જયોતિપૂર્ણ છે
તેના અવયવો ઉન્નત અને શ્યામવર્ણ છે; તે એક મહા બળવા
યોધ્ધો છે; આર્યતેજ, વીરપ્રતિભા, શ્રેષ્ટ ગૌરવ, અને ઉંચ ભાવનાન
પોશણ માટે જેવો તે બુદ્ધિશાળી છે તેવોજ તે શૌર્યસંપન્ન પણ છે
પોતાના ગૌરવનું સન્માન અને સ્વતંત્રતાનું રક્ષણ કરવામાંજ તેણે
જીવનની સાફલ્યતા સ્વિકારી લીધી છે; આર્યભુમી અલંકૃત અગણિત
વીરનરોની હારમાળામાં પોતાનું પવિત્ર નામ ગુંથાએલું જોવ
તે ભાગ્યશાળી બન્યો છે; પચીસ વરસની ભર યૂવાનીમાં તે એ
મજબુત બાંધાનો અને ભવ્ય દેખાવવાળો છે; આંખ અને કાનને
બરાબર ઉપયોગ કરી જાણે તેવો તે એક પ્રવિણ પુરૂષ છે. રાજ્યન
સકળ તંત્ર તેણે પોતાનાં હાથમાંજ રાખેલું છે. પોતાના વ્યાજબ
હુકમનો આધાર બીજાની મરજી ઉપર નહિં રાખતા પોતેજ તેને
સંપૂર્ણ ઉપયોગ કરી જાણે તેવો તે કાર્યદક્ષ છે; અને પ્રજા પ્રેમન
યોગ્ય પોશણ કરી તેમનું આકર્ષણ કરવામાં તે એક મહા પુરૂષ છે

પેથુમલજી એક સંસ્કારી આત્મા હોવાથી તે સારી રીતે જાણતો હતો કે, દરેક મનુષ્યો એકજ પ્રભુનાં બાળકો હોવા છતાં, રાજાઓ અને શ્રીમંતો રંક માણસોને પોતાના પગ નિચે કચરી તેમનાં લોહીમાંથી પોતાનાં વૈભવને ખિલવે છે. ગરિબોના દુઃખનું તેમને સ્વપ્ને પણ ભાન હોતું નથી. અને એટલા માટે એક મનુષ્ય જાત તરી કે તેમનાં વૈભવમાંથી હિસ્સો મેળવવાને તેઓ હકદાર છે. પણ ગરિબાઇના અંગે લાગેલી નિર્બળતા તેમને તે હક અમલમાં લાવવા માટે લાચાર બનાવે છે. માટે જેમના હૃદયમાં મર્દાનગીની ઉંચી છાપ છે; તેમણે ગરિબોને મદદ કરવી આવશ્યક છે. આવા સ્તુત્ય વિચારોનો તે પોશક હોવાથી તેનું કોમળ હૃદય હમેશાં દયાર્દ્ર રહેતું હતું. વળી પરદુઃખ ભંજન પરમાત્માએ પ્રાણી માત્ર ઉપર કરેલા અસંખ્ય ઉપકારોની કીંમત કોણ કરી શકે છે ? સાત માળની હવેલીમાં વસનાર શ્રીમંતોને, લાડી, વાડી, ને ગાડીમાં નિરંતર વિલાસમસ્ત રહેનાર ધનાઢયોને, પરમાત્માની અનહદ દયાજન્ય કૃતિ માટે વિચાર કરવાની એક પળની પણ ફુરસદ ક્યાં છે ? નિઃસંદેહ જંગલ નિવાસ કરનારા ગરિબો અને પર્યટન કરનારા પંથીકોજ, કુદરતનાં ફળદ્રુપ બગીચા, પાણીથી ભરપુર ભરેલા સરોવરો, શિતળ છાંયા અર્પણ કરનાર ઘટાદાર વૃક્ષો ઈત્યાદિ વસ્તુઓનાં સાનુભવ વડે પરમાત્માની અદ્ભુત કૃતિનું ચિંતવન કરી શકે છે, એવી ઉંચી માન્યતા સચોટપણે તેનાં હૃદયમાં ભરાઈ રહેલ હોવાથી તે એક દૈવી જીવન ગુજારી રહ્યો હતો.

પેથુમલજીને વિશ્વવાડીની નૈસર્ગિક રચના જોવાનો વધારે શોખ હોવાથી, વનપ્રદેશમાંની ડુંગરી ધારો; વિશાળ વૃક્ષરાજી; સુંદર સરોવરો; અને નિર્દોષ પશુ પક્ષીઓની નૃત્યકળા નિરખવા માટે, અને તેમાંથી

પોતાની અધ્યાત્મિક શકિતને યોગ્ય પોશણુકારક તત્વોનો અભ્યાસ કરવા માટે, આજે તે પોતાનાં માણુસો સહીત પોતાની રાજધાની 'નૌતમપુર' થી ઘણે દુર નિકળી આવ્યો હતો. કાર્યવસાત્ તેનાં માણુસો જુદા પડી ગએલા હતા. તે દરમિયાન તેની નજર 'સત્યપ્રિય' નાં ખુનખ્વાર બનાવ ઉપર પડી, અને પછી શું થયું તે સર્વે આપણે જાણી લીધું.

સત્યપ્રિયને લઈ પેથુમલજી નૌતમપુર મધ્યે આવી પહોંચ્યો છે. યોગ્ય માવજતના અંગે સત્યપ્રિય આજે તન્દુરસ્ત દશા ભોગવે છે. તેના હ્રદયમાં આનંદનો ઝાંખો ઝાંખો પ્રકાસ ઉદય પામે છે. દુઃખનો સમય જાણે પુરો થઈ પુનઃ સુખનો સમય આવતો હોય એમ તેને જણાય છે. કારણ કે જ્યારે તે વિજયસિંહ અને નિતીસિંહનાં દુષ્ટ પંજામાં મોતની અણી ઉપર હતો, ત્યારે તે નહોતો ધારતો કે ભવિષ્યમાં એક દીવસ એવો પણ આવશે, કે પોતાના એક મંડળીક રાજાના હાથથી પોતાને જીવિતદાન મળશે. આજે પેથુમલજી અને સત્યપ્રિય એક ઓરડાની અંદર આનંદથી કિલ્લોલ કરી રહ્યા છે.

સત્યવતિના રાજમહેલની ભવ્ય શાંતિ પાસે મારી આપના સ્વાગત્ માટેની આ અલ્પ તૈયારી એ ક્ષણીક છે. એટલે હું ધારૂં છું કે- અહિંઆ આપને જોઇએ તેવી શાંતિ નહિં મળી શકતી હોય. કહો? મારી એ અપૂર્ણતા માટે સેવકને શી આજ્ઞા છે?" પેથુમલજીએ કહ્યું.

"પેથુમલજી! આ તમારૂં આંતરિક સ્વાગત્ છે. અપૂર્ણતા એ શબ્દને તે સ્વાગતમાં રહેવાનો અધીકાર હોઈ શકેજ નહિં. બાહ્ય સ્વાગત ગંમે એટલું ભવ્ય હોવા છતાં પણ તેમાં પ્રાણુની ગેરહાજરી

હોય છે. આવું મીઠું આંતરિક સ્વાગત આપવા માટે હું તમારો ઉપકાર માનું છું. બહાદુર પેથુમલજી? હવે તમે મારા સેવક નહિં પણ બંધુ છો. મેં તમોને ઘણી વખત અન્યાય કર્યો છે. પ્રપંચી ખવીસોની જાળમાં ફસાઈ એક માણસાઈ ખ્વાસને પણ હું ભુલી જવા પામ્યો છું એ અંતરમાં હવે મને બહુ સાલે છે. તમે વફાદારીનું નૂર બરાબર બજાવ્યું છે. અપકાર ઉપર ઉપકાર કરી તમે મારા જીવનનું રક્ષણ કર્યું છે. તમારા આ આંતરિક સદ્‌ગુણો માટે મારે કયા શબ્દોમાં તમારી તારીફ કરવી એ મને સુઝતું નથી." સત્યપ્રિયે ઉપકારની લાગણી પ્રદર્શિત કરતા જણાવ્યું.

"પ્રભુ! મેં મારી ફરજ સિવાય વિશેષ શું કર્યું છે? મને જે અન્યાય થયો છે; તેમાં આપ નિર્દોષ છો. પાપી વિજયસિંહ અને નિતીસિંહની એ પ્રપંચ જાળ એવી તો પ્રખર હતી કે, કોઈ પણ પ્રતિભાશાળી વ્યક્તિ ભાગ્યેજ તેમાંથી બચી જવા પામે. મારા માટે જે બન્યું છે તેમાં માત્ર મારા પ્રારબ્ધનોજ દોશ છે. દુષ્ટ વિજયસિંહ અને નિતીસિંહના પાપી હૃદયને હવે આપ સારી રીતે ઓળખી શકયા એજ મારા માટે આનંદનો વિષય છે." પેથુમલજીએ પોતાનો મનોભાવ પ્રદર્શિત કર્યો.

"આજે હું ઉદાર પુરૂષોની ઉદારતા કેટલી હદે કાર્ય કરી શકે છે; તે જોવા માટે હું ભાગ્યશાળી થયો છું. તમારી સર્વ જાગીરો જપ્ત કરી, તમોને અસ્ત વ્યસ્ત સ્થિતીમાં લાવી મુકનાર કે જે હું, તેનાં સામે વેર લેવાનો વખત તમોને પ્રાપ્ત થયા છતાં પણ જે ઉદારતા તમો બતાવી રહ્યા છો, તે જાણી આજે મારૂં હૃદય હર્ષથી ઉભરાયા જાય છે. પાપીઓની પ્રપંચ જાળનું સ્મરણ થતા મને અફસોસ થાય છે કે–

***શિખરણી છંદ.**

પડેલો જે પંકે, મુશક નિરખી હંસ ઉતર્યો;
અનુકંપા આણી, લઈ જલધીમાં નિર્મળ કર્યો.
તજાવા ઠંડીને, નિજ પખ વિષે ગ્રહણ કીધો;
કુટીલે તે કાપી, સ્વમુખ કર ને છેહજ દીધો.

જેમ કાદવમાં પડેલા ઉંદરની દુઃખદ સ્થિતીપર હંસને દયા આવવાથી, તે હંસે તેને લઈ સમુદ્રમાં સ્નાન કરાવ્યા બાદ તેની ઠંડી ઉડાડવા માટે તેને પોતાની પાંખમાં રાખ્યો, છતાં તે મૂર્ખ ઉંદરે હંસની પાંખોને સ્વમુખે કોરી નાખી. તેમ એ પાપાત્માઓને તેમની નિરાધાર સ્થિતીમાં જો મેં સંપૂર્ણ આધાર આપ્યો, તો પરિણામે મનેજ તેણે ડંખ માર્યો બસ એજ ગ્લાની છે. પ્રથમથીજ હું તેઓની આ પ્રપંચ જાળ કળી શકયો હોત તો કેટલું હીતપ્રદ હતું? ખેર. પેથુમલજી! તમારી મારા પ્રત્યેની ભલી લાગણી માટે અત્યારે મારો રાજવૈભવ પણ હું ભુલી જાઉં છું." સત્યપ્રિયે નિખાલસ હૃદયથી જણાવ્યું.

આમ ઉભયનો વાર્તાલાપ ચાલી રહ્યો છે. એક બાજુ સત્યપ્રિયનું હૃદય પેથુમલજીનાં ઉંચ ચારિત્ર માટે આદર્શ બન્યું છે. વિજયસિંહ અને નિતીસીંહનાં નામની પાછળ કેવું હળાહળ ઝેર છુપાઈ રહ્યું હતું, તે હવે તેનાથી અજાણ્યુ રહેવા પામ્યું નથી. સમગ્ર રાજકુટુંબની દુઃખદ સ્થિતી એ માત્ર તે દુષ્ટોનેજ આભારી છે, એમ તેને સમજાઈ ગયું છે. અને પેથુમલજીને યોગ્ય બદલો આપવાની સદ્‌ભાવના પણ તેના હૃદયમાં જાગ્રત થવા પામી છે. ત્યારે બીજી બાજુ પેથુમલજી પોતાને

---

* નેમીરાજાના રાસમાંથી.

ભાગ્યશાળી માને છે; સેવા માટેનો આવો કિંમતી સમય પ્રાપ્ત થતા તે પ્રભુનો ઉપકાર માને છે; અને માલીકનાં હીત માટે પોતાનાં સર્વ-સ્વનો ભોગ આપવા સુધીની હદે તે પહોંચી શકયો છે.

આ વખતે બહારથી એક પહેરેગીરે આવી પેથુમલજીને ખબર આપ્યા કે,–"કોઈ મુસાફર ખાસ અગત્યનાં કાર્ય પરત્વે અત્યારેને અત્યારેજ આપની મુલાકાત માટે તલપી રહ્યો છે." આથી પેથુમલજીનું હૃદય પ્રફુલીત થયું. તે માનતો હતો કે—

+નથી લુછ્યાં જેણે, દીન નયનથી અશ્રુ પડતાં;
નથી કીધાં દૂરે, જગત જનને કષ્ટ નડતાં.
થયું તો શું તેથી, નર વર થઈ એમ ફરતાં;

* * * *

આ સંસાર દુ:ખથી ભરેલો છે. એક ને બીજાનાં આશ્રય વિનાં ચાલી શકતુંજ નથી. મને પરમાત્માએ કાંઇક સારી સ્થિતીમાં મુકેલ હોવાથી તેમાં સર્વનો ભાગ છે. મારા વિચાર, વાણી, અને વર્તનથી, એટલુંજ નહિં પણ મારા પોતાનાં જાતિ ભોગથી જો અન્યને કોઇપણ જાતનો લાભ થતો હોય, તો બીન સંકોચે તેનો સદ્ઉપયોગ કરવા પ્રયત્નશિલ થવું એ મારી એક મનુષ્ય તરીકે મુખ્ય ફરજ છે. આવી ઉંચ ભાવનાનો તે પોશક હતો. પેથુમલજીએ બહાર પ્રવેશ કરી આવેલ અતિથીનો યોગ્ય સત્કાર કરતાની સાથે તેને તેણે સપ્રેમ-પૂર્વક અંદર લીધો. યોગ્ય આસન આપ્યું. અને મધુર વચનથી કુશળતાનાં સમાચાર પુછ્યા બાદ પેથુમલજીએ આવવાનું કારણ બીન સંકોચે દર્શાવવા કહ્યું.

વાંચક! આ મુસાફર કોણ છે; તે જરા કલ્પી શકાય છે ? કે? પુજારીના વેશે ભાનુમતિ વિગેરેથી જુદી પડી, ઇચ્છિત કાર્ય સિદ્ધી માટે, જે ભયંકર વન પ્રદેશનો રસ્તો કાપી રહી હતી તે વ બાળાનું નામ તો જરૂર તને યાદ હશે? ત્યારે શું આ ઇંદુમતિ પોતે છે? હા જરૂર તેજ છે.

બહાદુર ઈંદુમતિએ જીવલેણ ગુફા પાસેથી એક પહાડી ર: પ્રયાણ કર્યું હતું. પેથુમલજીને મળવાની ધુનમાં તે પોતાનાં બહા અશ્વને શ્વાસભેર દોડાવી રહી હતી. માર્ગમાં વનચર પશુઓનો ત્ર ઘણો હતો; છતાં નિડરતાથી તેણે પોતાનું પ્રયાણ જારી રાખ્યું હ આખર ભાવિએ તેને સહીસલામત અહીં પોંચાડી દીધી હતી.

ઈંદુમતિ પેથુમલજી અને સત્યપ્રિયને સારી રીતે ઓળખી ： છે; આનંદની ત્યાં અવધી છે; પોતાને મળેલી સત્યપ્રિયનાં ખુન બાતમી અત્યારે તે ખોટી માને છે; પુજારીનો કૃત્રીમ વેશ દૂર ક તે મુળ સ્વરૂપમાં ઉભી રહે છે; ઉભય ઇંદુમતિને સારી રીતે પિછા શકે છે; સર્વ આપસ આપસમાં સાનંદાશ્ચર્યની અંદર લીન થાય "બેટા ઇંદુ! તું અહીં કયાંથી?" એવા સ્વાભાવિક શબ્દો સત્યપ્રિય મુખમાંથી નિકળવા પામે છે; ઈંદુમતિ અસરકારક શબ્દોમાં સત્યવતિ સર્વ ઇતિહાસ રજુ કરે છે; અને આવા કટાકટીનાં સમયે બહા પેથુમલજીની સહાયતા માટે પોતાની ઇચ્છા જાહેર કરે છે.

પેથુમલજી ઈંદુમતિનો યોગ્ય શબ્દોમાં ઉપકાર માની પોતા સૈનિકો સહીત ત્યાંથી રવાના થાય છે; સત્યપ્રિય અને ઈંદુમતિ ૧ સાથેજ છે; સત્યપ્રિયનાં હૃદય પ્રદેશપરથી વ્હેમ નામની વસ્તુ ભુંસ

પામી છે; ઇંદુમતિની સૂચના મુજબ સર્વેકોઈ યક્ષદેવનાં મંદીર નજીક આવી પહોંચે છે; વૃક્ષોની વીચ ઝાડીમાં ચુપકીથી તેઓ સર્વે છુપાઇ રહે છે; અને ઇંદુમતી પુજારીનાં વેશે પેલી જીવલેણુ ગુફામાં પ્રવેશ કરી ભાનુમતિ અને પહાડસિંહ સમક્ષ હાજર થવા માટે પ્રયત્ન-શિલ થઈ રહી છે.

અહીં પ્રબળસિંહે દ્વારપાળનાં વેશે યક્ષ મંદીરમાંની સર્વે ગુપ્ત માહેતી મેળવી લીધી છે; ભાનુમતિ તથા પહાડસિંહે જીવલેણુ ગુફા મધ્યેનો દરેક કાર્યક્રમ ગુપ્તચરોનાં વેશે જોઇ લીધો છે; અને પેલા માનવ રાક્ષસે ગુપ્તચરોને દ્વારપાળની પાસે મુકી પોતે પોતાનું કાર્ય સંભાળી લીધું છે. તેવામાં પુજારીનાં વેશે ઇંદુમતીનું ત્યાં આવવું થયું. એકાદ ગુપ્ત સંકેત થવા પામ્યો. સર્વ એક ગુપ્ત સ્થળે ભેગા થયા. સર્વે માહેતી આપસ આપસમાં દરેકને મળવા પામી. હર્ષાનંદનો ત્યાં પાર રહ્યો નહીં. અને હવે પછી શું કરવું તેને માટે વિચારોની આપલે ત્યાં થવા લાગી.

આખર નકી થયું કે-અત્રેનાં માનવ રાક્ષસોને યુક્તિ પૂર્વક કેદ કરી, તેની જગ્યાએ ભીલ સૈનિકોમાંનાં કેટલાકને તેવાજ લેબાસમાં યોગ્ય તાલીમની સાથે ત્યાં નિમી દેવા; ઇંદુમતિ તથા પ્રબળસિંહે સ્થાનીક યોગ્ય તપાસ રાખી, પુજારી તથા દ્વારપાળનો પ્લોટ બરાબર ભજવવો; ભાનુમતિ તથા પહાડસિંહે ગુપ્તચરોનાં લેબાસમાં ગુપ્ત ભેદી માર્ગે પ્રયાણુ કરી, સંકટચૂર્ણાશ્રમની દરેક અંતર ઘટના નિહાળી લેવા માટે આશ્રમની અધિષ્ટાત્રી મધુરાદેવી પાસે તેમનાં પત્ર સહીત હાજર થવું, સત્યપ્રિયે ભીક્ષુકનાં વેશમાં પચિસ સૈનીકોની એક ટુકડી લઈ, તે આશ્રમની અંદર દાખલ થતાની સાથે ત્યાંની વસ્તુ સ્થિતી

શું છે તે જાણી લેવું; પેથુમલજીએ દરેક ગુપ્ત કાર્યોની યોગ્ય નોંધ લઇ, સર્વેને તેનાથી જાણીતા રાખવા માટે એક છુપા જાસુસનું કામ ઉપાડી લેવું; અને બીજા સૈન્યકોમાંના બાકી રહેલા સૈન્યકોએ હવે પછીની નૂતન ઘટનાથી જાણીતા રહેવા માટે યક્ષ મંદીરની આસપાસ એકાદ માઇલમાં જુદે જુદે સ્થળે ભમણ કર્યા કરવું.

બસ થયું; કાર્યનો આરંભ થયો; અને પ્રાણાર્પણ માટેની એક યોજના હાથ ધરવામાં આવી.

પુજારી અને દ્વારપાળે (ઈંદુમતિ અને પ્રબળસિંહ) જીવલેણ ગુફા મધ્યેનાં એક વિશાળ ગુપ્ત સ્થાન મધ્યે ત્યાંના દરેક કર્માચારીઓને બોલાવી કહી દીધું કે,–"આજનો દિવસ એ આપણાં માટે એક આનંદનો વિષય છે. કેમકે રાજકુટુંબને મહાત કરી, તેની અઢળક લક્ષ્મી લુંટી લઈ, તેનાં સર્વ વૈભવોનો નાશ કરવા માટે આપણે ફાવી શકયા છીએ. આ ખૂશખબર આપણાં મહાન સરદારોએ ગુપ્તચરો માર્ફત આપણને જણાવેલ હોવાથી, તેની ખુશાલીમાં આજે આપણે આજનો દિવસ ઉજવી આપણા તે મહાન સરદારો તરફ સુભાશિષનો વરસાદ વરસાવવો જોઇએ. એવી અમારી માન્યતા છે. ઉજવવા માટેનું શુભ સ્થળ પણ અત્રેજ નકી કરવામાં આવ્યું છે. તમો સર્વેને અમારી એજ આજ્ઞા છે કે–મનોરમ્ય રમત ગમતની સાથે અનેક સ્વાદિષ્ટ ખાદ્ય પદાર્થો આદિ મદિરાપાનની મોજમજામાં તમો સર્વે નિરંકુશપણે આજનો શુભ દિવસ પસાર કરો.

સર્વ કોઈ ખુશી થયું; ભંડારીએ પોતાનો ભંડાર ખુલ્લો મુકયો; રમત ગમતનાં દરેક સાધનો પુરા પાડવામાં આવ્યા; મિસ્ટ ભોજના-

રંભની તૈયારીઓ થવા લાગી; મદિરાપાનનો પ્રારંભ થઈ ચુકયો; અને માંસાહારની યથેચ્છ પ્રવૃત્તિ પણ હાથ ધરવામાં આવી. સર્વ કર્માચારીઓએ તેનો યથેચ્છ લાભ લીધો. અને નિશામાં ચકચૂર બની આખર ત્યાંને ત્યાંજ પડતા આખડતા સર્વ કોઈ નિંદ્રાધીન થયા. આ કિમતી તકનો લાભ લઈ નૂતન પુજારી અને દ્વારપાળે તેઓ સર્વેને કેદ કરી, તેમની જગ્યાએ ભીલ સૈન્યકોમાંના કેટલાક બહાદુર સૈન્યકોને તેવાજ લેબાસમાં યોગ્ય તાલીમની સાથે ત્યાં નિમી દીધા. તમામ સત્તા હસ્તગત્ થવાથી શિકાર માટે નકી થએલ કેટલાક જીવાત્માઓને ત્યાં અભયદાન મળ્યું. હરણ કરાએલ કેટલીક નિરાધાર સ્ત્રીઓનો ત્યાં છુટકારો થયો. આથી મોટો લાભ તો એ થયો કે,–મુક્ત થએલી સ્ત્રીઓ માર્ફત રહી ગએલ કેટલીક ગુપ્ત બાતમીઓ ઉપરાંત તમામ ગુપ્ત યંત્રણાંનાં ભંડારરૂપે એક હસ્તલીખિત પુસ્તક હાથ આવ્યું. આથી સર્વ કોઇના હર્ષનો પાર રહ્યો નહીં. અને તમામ માહેતી મળવા પામી. તે ખાતર પ્રભુનો તેઓએ ઉપકાર માન્યો. બસ થયું; એક કામ પાર પડયું; અને હવે ભાનુમતિ તથા પહાડસિંહને પોતાનો પ્લોટ ભજવી બતાવવા માટેનો સુયોગ પ્રાપ્ત થયો.

બાહોશ અને કાર્યકુશળ ગુપ્તચરો (ભાનુમતિ અને પહાડસિંહ.) યક્ષ મંદીરનાં ગુપ્ત ભેદી માર્ગે પ્રયાણ શરૂ કરી, છેવટે નિર્વાધ્નપણે સંકટચૂર્ણાશ્રમનાં અંતર ગર્ભિત ગુપ્ત સ્થળ નજીક આવી પહોંચ્યા.

રાત્રિના બાર વાગ્યાનો સમય છે; સંકટચૂર્ણાશ્રમનાં સંચાલકોએ નિર્વાત્ત માર્ગ સ્વિકારેલો છે; ગુપ્તગ્રહ મનોહર છે; રંગબેરંગી દિવાલો, હીરા જડીત્ર આસનો, અને સુવાસિત પદાર્થોની સૌંદર્યતા અલૌકીક છે; નીચે બહુમુલી ગાલીચો, ઉપર છતમાં રાસલીલાનું મનોહર ચિત્ર,

અને આસપાસ કાચનાં સુંદર ટેબલોપર ખાનપાનાદિનાં સુગંધ મિશ્રીત ભોજ્ય પદાર્થોની મનોરમ્ય વિપુલતા છવાઇ રહી છે; અને કાચની સુંદર આરસીઓ, ઉત્તમ કારિગીરીથી વિભુષિત હીરા જડીત્ર સાચા મોતીનાં નિલવર્ણી બહુમુલી વૃક્ષો, અને કામોત્તેજક અનેક વિધ સાધનોની વિલાસપ્રિયતાનો આદર્શ દેખાવ હૃદય સ્પર્શિ છે. આવા એક દૈવી ભુવન મધ્યે મખમલથી મઢેલા એક મૃદુ આસનપર, સોળે શણગાર સુસજ્જિત એક વિલાસપ્રિય રમણી, પોતાની સૌંદર્યતાને પાસેની આરસીમાં જોતી પોતેજ તેમાં મોહાસ્કત બની, અનેક વિધ માહિ કલ્પનાઓમાં કાળક્ષેપ કરી રહી છે

મધુરાદેવી અત્યારે કોઇની રાહ જોતી હોય એમ જણાય છે. કોની રાહ? પુજારી અને દ્વારપાળની. શા માટે? પ્યારમાં ફસાએલ છે માટે; શું ખરેખર પ્યારમાં ફસાએલ છે? નહિંજ. ત્યારે સત્ય શું છે? એક પ્રપંચજાળ છે. એક હસ્તમાં વિજયસિંહ અને નિતીસિંહને પોતાની મોહજાળમાં ફસાવી રાજકુટુંબને મહાત કરી, ઇચ્છિત કાર્યોની પૂર્ણાહુતીમાં તે વિજયશ્રીને મેળવી શકી છે. ત્યારે બીજા હસ્તમાં સત્યવતિની સાર્વભૌમ સત્તા હાથ કરવા માટે વિજયસિંહ અને નિતીસિંહનું કાસળ કાઢી નાખવા માટેની પ્રવૃત્તિનો ઉદય ઇચ્છિ, જેનાં હાથમા ગુપ્ત યંત્રણાંનું મુખ્ય સ્થાન સોંપાએલું છે, તે પુજારી અને દ્વારપાળને એક મદારીનાં મર્કટની માફક નિરંકુશપણે તે રમાડી રહી છે.

મધુરાદેવી એ સત્યવતિની એક **બાળ વિધવા** હતી; માતા પિતાએ નાની ઉમરમાં તેને એક વયોવૃદ્ધ શ્રીમંત પતિના હાથમાં સોંપી દીધી હતી; પિયર પક્ષની ગરીબાઇને લીધે વિલાસંપન્ન માટેની મહત્વાકાંક્ષામાં વારંવાર તેને નિરાશ થવું પડયું હતું; રાજસત્તા તરફથી

સ્કોલરશીપો મેળવીને તે આગળ વધી હતી; અનેક વિધ ભાષાઓનું સારૂં જ્ઞાન તેણે સંપાદન કર્યું હતું; પતિ વિયોગનો કાળ ધાર્મિક ગ્રંથોનાં વાંચનમાં તે વ્યતિત કરતી હતી; વિદુશીપણે પંકાઈ સમસ્ત પ્રજાવર્ગનો સારો ચાહ તે મેળવી શકી હતી; અને અતિવૃષ્ટિનાં દુશમ સમયે પોતાની વકતૃત્વ કળાનો, ધન સંપત્તિનો, અને બુદ્ધિમતાનો યથાર્થ ઉપયોગ કરી રાજકુટુંબ આદિ સર્વે કોઇનું આકર્ષણ ખેંચવા માટે તે ભાગ્યવતિ થવા પામી હતી; વાંચનાર! આ તેનું બાહ્ય વર્તન થયું. હવે જરા તેનું આંતરિક વર્તન તપાસીએ.

વૃદ્ધ પતિના સમાગમથી સદાને માટે તે અસંતુષ્ટ રહેતી હતી; વિજયસિંહ અને નિતીસિંહ એ તેના બાળ સાથી હતા; વિલાષિ જીવનની પરાકાષ્ટાએ પહોંચવા માટેની અનેક ત્રુટીઓમાં પતિ હયાતિ એ તેને કંટકરૂપ હતી; યુક્તિપુર્વક એ કંટકને દૂર કરી વિલાષિ ક્ષેત્રમાંના વિધ વિધ પ્રસંગો તે માણી રહી હતી; રાજકૃપાનો લાભ લઈ પોતાનાં બાળ સાથીઓને રાજસત્તાનાં મુખ્ય નાયકો બનાવી, અતૂલ ધન સંપત્તિ હરણ કરવામાં તે ફાવી શકી હતી; જગતની આંખે વિદુષીપણાના નૂતન ચશ્મા ચડાવી વકૃત્વ કળાના ગર્ભ ઉપદેશમાં તે પોતાનું પાપ છુપાવી રહી હતી. સ્ત્રીયોપયોગી જાહેર સંસ્થાઓને સ્વાર્થ ત્રપ્તિનાં કારખાનાઓ રૂપે ફેરવી નાંખવા તે સમર્થ નિવડી હતી; નિતીધર્મનાં બાનાં હેઠળ અનેક અત્યાચારોને જન્મ આપી તેનાપર ધર્મનો સ્વાંગ પહેરાવવા માટેની કળાનો તેણે યથાર્થ ઉપયોગ કર્યો હતો; અને ધર્મોપદેશ વડે લાખોની લુંટ ચલાવી તેને ઉથાપલ કરી જવા માટેની યોગ્ય પ્રવિણુતા તેણે હાથ ધરી હતી.

મધુરાદેવી દુર્ગુણોનો ભંડાર હોવા છતાં સર્વ કોઈ તેને એક આદર્શ મહીલા તરીકે માન આપતું હતું. પણ કહેવત છે કે—

પાપ છુપાયા ના છુપે, છુપે તો બડા ભાગ્ય;
દાબી દુબી નાં છુપે, રૂએ લપેટી આગ્ય.

તે મુજબ આખર મધુરાદેવીનું પાપ પ્રકાસ્યું હતું; અને જાણુકારોનું એક મંડળ ઉભું થવા પામ્યું હતું. આ મંડળને દાબી દેવા માટે તેણે અનેક પ્રયત્નો કર્યા હતા. તેમાં તેને ફતેહ મળી હતી. ધનબળ અને લોકબળ તેની પક્ષમાં હતું. હરકોઇને મોહમુગ્ધ કરવા માટેની જગત્ મોહિની શક્તિનો તેની વાણીમાં વાસ હતો. એટલે પુછવુંજ શું હોય? ખુબી તો એ હતી કે જાણુકારો પણ સમય આવ્યે તેનામાં મોહ મુગ્ધ બની પોતાની આત્મ શકિતનું લીલામ તેઓ કરી રહ્યા હતા. ખરેખર સ્વાર્થાંધતા એ એક એવી ચીજ છે કે તેમાં લપટાયા પછી સત્યાસત્યનું ભાન ભુલાઈ જાય છે.

ત્રીપુટીનો વૈભવ મોજશોખની હદ કુદાવી ગયો હતો; યમદેવનો ત્રાસ પણ તેને ભેદી શકતો નહિં. અનુભવીઓનું કથન છે કે—**'મોજશોખને માટે આખી દુનિયાની સંપત્તિ પણ અપુર્ણ છે.'** એ સૂત્ર આખરે ખરૂં પડયું હતું. ઇચ્છા તૃપ્તિ માટે તેણે એક નૂતન ઉપાય શોધી કાઢયો હતો. અને તેનાં સંચાલન તરીકે વિજયસિંહ અને નિતીસિંહની તેણે નિમણુંક કરી હતી. તે નૂતન ઉપાય કયો? સત્યવતિનું સિંહાસન વિજયસિંહ અને નિતીસિંહના હાથમાં સોંપી પોતે રાજરાણી બનવાનો. પરંતુ તે કયા સાધનો વડે? ભુતાવળની કૃત્રીમ યોજના વડે. પણ તે શી રીતે બને? વ્હેમનાં સામ્રાજ્યમાં અસીમ

કાર્યકુશળતાથી. પણ શું જગત એમ આંધળું છે? હા! જગત ઝુકી રહ્યું છે. કોઇ ઝુકાવવાવાળો જોઇએ.

વિજયસિંહ અને નિતીસિંહના મનોરથો અનેક ઘાટ ઘડી રહ્યા હતા; રાજસત્તાને હાથ કરી, મધુરાદેવીને રાજરાણી બનાવી, મનોજ્ઞ સુખવિલાષ ભોગવીશું; એ આશાનાં દોરપર તેણે પોતાનું નૃત્ય ચાલુ રાખ્યું હતું; ભુતાવળનો કૃત્રીમ પ્લોટ હાથ ધરવામાં આવ્યો હતો; ખાસ વિશ્વાસુ માણસોને રોકી તેના માટેની યોગ્ય તાલીમ આપવાનું તેઓએ શરૂ કરી દીધું હતું; પુરાણી વાવો, ગુપ્ત ગુફાઓ, અને અપ્રસિદ્ધ ભોંયરાઓનો આશ્રય લઈ અનેક ઉલ્કાપાતો જગાડવામાં તેઓ ફાવી શકયા હતા; મહારાજા સત્યપ્રિયને પોતાની એ જાળમાં બરાબર જકડી લીધો હતો; યક્ષમંદિર, જીવલેણ ગુફા, અને સંકટચૂર્ણાશ્રમ એ તેની દરેક કળાનાં કેંદ્રસ્થાનો હતાં; દરેક ઘટનામાં મધુરાદેવીનો મુખ્ય હાથ હતો; અને સંકટચૂર્ણાશ્રમનું અધીષ્ટાત્રી પદ પણ તેણેજ લીધું હતું.

**'સમયે સમયે વિચારોનું પરિવર્તન થયા કરે છે.'** તે મુજબ એકદા ઉક્ત ત્રિપુટીમાં અંતરદ્રષ્ટિએ હાવભાવમાં તેણે જરાપણ ખામી લગાડી નહોતી; પુજારી અને દ્વારપાળ એ તેનાં અપ્રકટ નૂતન પ્રેમપાત્રો બનવા પામ્યા હતા; એકહથુ રાજ સત્તાનો લોભ ઉદય થવા પામ્યો હતો; પ્રથમનાં પ્રેમપાત્રોનું કાસલ કાઢવા માટેની દરેક છુપી તૈયારીઓ વૃદ્ધિગત્ થવા લાગી હતી; અને આ સર્વે તૈયારીમાં મુખ્ય હાથ નૂતન પ્રેમપાત્રોનો હતો.

મધુરાદેવીનાં ઉક્ત ગુપ્તગ્રહની અંદર પુજારી અને દ્વારપાળ અહરનિશ રાત્રીનાં વખતે ત્યાં આવે જાય છે. મધુરાદેવી નિરંકુશપણે

તેઓની સાથે હાસ્ય વિનોદમાં રાત્રિઓ ઉપર રાત્રિઓ પસાર કરે છે. ઉભય તેનાં પ્રેમની માગણી કરી રહેલ છે. મધુરાદેવી વિજયસિંહ અને નિતીસિંહનો ઘાટ ઘડી આપવા બદલ તે પ્રેમ અર્પણ કરવાનું વચન આપે છે. આમ અહરનિશ મોજશોખમાં સમય વ્યતિત થતો હોવાથી આજની રાત્રીએ પણ મધુરાદેવી મનમોહક વસ્ત્રાલંકારો ધારણ કરી તેઓની રાહ જોઈ રહી છે. પણ એ તેને ક્યાંથીજ ખબર હોય કે તે બન્ને તો કયારનાએ બહાદુર ઈંદુમતિ અને પ્રબળસિંહનો શિકાર થઈ ચુકેલ છે. થોડો વખત રાહ જોઇ કોઇ આવ્યું નહિં. ખાસ અગત્યનાં કાર્ય પરત્વે તેઓ રોકાણા હશે એમ મન વાળ્યું. પોતાનાં એક અનુચરને બોલાવી આજ્ઞા આપી કે–"પેલા જે ગુપ્તચરો સત્યવતિથી કાગળ લઇને આવ્યા છે તેને અહીં બોલાવ."

"જેવો હુકમ." એમ કહી ત્યાંથી અનુચર રવાના થયો અને જુજ વખતમાં ઉભય ગુપ્તચરોને તેણે તેઓની સમક્ષ હાજર કર્યા. ગુપ્તગ્રહમાં હવે મધુરાદેવી અને ગુપ્તચરો (ભાનુમતિ અને પહાડસિંહ) સિવાય અન્ય કોઇ હતુંજ નહિં.

મધુરાદેવીએ પત્ર લઇ વાંચ્યો. પુર્વવત્ લખાણ તેણે ઘણીજ બારીકાથી અવલોકન કર્યું. સાનંદાશ્ચર્યમાં તે લીન થઇ. ગુપ્તચરો પરત્વે વાર્તાલાપનો નિર્ણય કરી, પોતાની મોહમુગ્ધ મધુર વાણીનો પ્રભાવ પાડતા તેણે કહ્યું કે–"ગુપ્તચરો! અત્યાર લગી હું તમોને ઓળખી શકી નહિં. તમો મોટા માણસ છો, અમારી લડતનાં મહાન યોદ્ધાઓ છો, અને કળા પ્રવિણ તથા મહાન અનુભવી છો એ તો મેં અત્યારેજ જાણ્યું. હું ધારૂં છું કે મારે અગત્યનાં કાર્ય પરત્વે આપણાં મહાન સરદાર પાસે જવાનું હોવાથી મારી જગ્યાએ તમો સારૂં કામ બજાવી શકશો.

સ્થાનિક સર્વ માહેતી તમોને આપવામાં આવશે." એમ કહી તેણે એક ગુપ્ત ચાંપ દબાવી કે તરત કોઇએક બે માલુમ ગુપ્ત દ્વાર ખુલ્લું થવા પામ્યું. અને ચાર રૂપવંતી બાળાઓ રત્નજડીત સુવર્ણ થાળમાં અમુક પ્રકારનો મેવો ફ્રુટ, મુખવાસ વિગેરે લઇ હાજર થઇ. મધુરાદેવીએ ગુપ્તચરોનું યથેચ્છ સ્વાગત્ કર્યું. એકાદ ગુપ્ત સંકેત થતા બાળાઓ તે ગુપ્તદ્વાર મધ્યે અદ્રષ્ય થઈ ગઇ. તરત બીજી ચાંપ દાબવામાં આવી. ભુમીપટમાંનું એક ગુપ્તદ્વાર ખુલ્લું થયું. ગુપ્તચરોને આસન સહિત તે ભાગમાંના એક ગુપ્તરૂમમાં આવવું પડયું. આ ગુપ્તદ્વાર પણ પાછું જેમનું તેમ થઇ જવા પામ્યું. મધુરાદેવીએ ત્રીજી ચાંપનો ઉપયોગ કર્યો. **દમયંતી** નામની એક દાસી ત્યાં હાજર થઈ. મધુરાદેવીએ તેને જણાવ્યું કે,—

"દમયંતી! તારામાં મારો વધુ વિશ્વાસ છે. આજે હું તને મારૂં એક ગુપ્ત કાર્ય સોંપું છું. અને તે એ છે કે,–આવતી કાલે ખાસ અગત્યનાં કાર્ય પરત્વે મારે સત્યવતિમાનાં એક ગુપ્ત સ્થળની મુલાકાત લેવી છે. વિજયસિંહ અને નિતીસિંહ તરફથી એક જરૂરી પત્ર લઇ પેલા ગુપ્તચરો આવી પહોંચ્યા છે. મારી ગેરહાજરીમાં અહિંની તમામ વ્યવસ્થા હું તારા હાથમાં સોંપવા માગું છું, માટે તારે બહુજ બારીકીથી છુપી રીતે તપાસ કરવી; કે રખેને કોઇ બદમાસ આપણી આ હીલચાલને જાણી જવા પામે નહિં છતાં જો તેમ જણાય તો અવશ્ય તેને શિક્ષા આપવી એ તારૂં કામ છે. આવેલા ગુપ્તચરોને આ ભુમીપટમાંના એક ગુપ્તરૂમમાં હાજર રાખેલા છે. ધોરણ મુજબ અત્યારેજ તેને યમદ્વાર પહોંચાડી આપવાનું કાર્ય તારે હાથ ધરવાનું છે. એ ભુલવા જેવું નથી. સત્વર તૈયાર થા. કેટલાક ગુપ્ત હથીયારો

પણ સાથેજ લઈ લેજે. કેમકે જરૂર પડયે ઉપયોગી થઈ શકે કાર્યની પુર્ણાહુતી બાદ તરત અત્રે આવી પહોંચજે.. એટલામાં સર્વેને અહીં બોલાવી એકઠા કરૂં છું. જેથી તારી ઉપરી સત્તા માટેની ઉદ્‌ઘોષણાં કરી શકાય."

"જેવી આજ્ઞા." એટલું કહેતાની સાથે તો દમયંતી પેલા ગુપ્તચરો પાસે આવી ઉભી રહી. અને વિનયપુર્વક તેઓને જણાવ્યું કે–" આપને સ્થાનિક ગુપ્ત કાર્યોની દરેક માહેતી આપવાનું કામ મારે પોતાને અત્યારે બજાવવાનું હોવાથી, હું આપનું ધ્યાન ખેંચું છું આપ મારી સાથે બહુજ સાવચેતીથી ચાલ્યા આવશો. માત્ર સાત મિનીટમાં આપણે આપણો કાર્યક્રમ પાર પાડવાનો છે."

પ્રિય વાંચક! ભાનુમતિ અને પહાડસિંહ આજે ગુપ્તચરોનાં વેશે મધુરાદેવીને જેવી રીતે તે ઓળખી શકયા છે; તેવી રીતે પ્રથમથીજ જો તેની ઓળખાણ થવા પામી હોત, તો તેની અને આ સંકટચૂર્ણા- શ્રમની અત્યારે શું સ્થિતી હોત તે વિચારવાનું કામ હું તનેજ સોંપું છું. પણ સબુર. હજી જરા આગળ ચાલ. અને હૃદય દ્રવિત અમાનુષિ કાર્યનું દુ:ખદ દ્રષ્ય તું તારી નજરો નજર નિહાળ. એટલે તને ખાત્રી થશે કે સ્વાર્થાંધતા કેટલી હદે કાર્ય કરી શકે છે. જ્યારે જ્યારે સત્યવતિથી ગુપ્તચરો ગુપ્ત બાતમી લઈ અત્રે હાજર થતા; ત્યારે ત્યારે તમામ હકીકત જાણી લીધા બાદ તેઓને મધુરાદેવી સ્થાનિક માહેતી આપવાનાં બાનાં નિચે યમદ્વાર પહોંચાડી દેતી. આજે ભાનુમતિ અને પહાડસિંહની જીવન જ્યોત બુઝાવાની અણી ઉપર છે; તેનું ભાન તેઓને તો ક્યાંથીજ હોય. માત્ર દમયંતીની દયા ઉપર તેઓનાં જીવન મરણનો સવાલ અત્યારે લટકી રહ્યો છે.

સંકેત મુજબ દમયંતી ગુપ્તચરોને લઈ આગળ ચાલી. ગુપ્તચરોનું હૃદય અત્યારે અનેક તર્ક વિતર્કમાં ગોથા ખાઈ રહ્યું હતું. આ સ્ત્રી વ્યક્તિને આપણે ક્યાંક જોઇ છે? એમ તેઓનો અંતરાત્મા સાક્ષી પુરવા લાગ્યો. દમયંતી પણ તેઓનાં પ્રત્યે આકર્ષાણી હતી. આ ગુપ્તચરો રખેને મારા પરિચીત તો નહીં હોય ને? એવો તેને આભાસ થવા પામ્યો હતો. આખર તેઓ સર્વ ભિષણ અંધકારને ભેદી એકાદ નિર્ભય સ્થળે આવી પહોંચ્યા.

"ગુપ્તચરો! આપનું નામ, ઠામ, અને જ્ઞાતિ સબંધીની યોગ્ય માહેતી હું જાણવા માગું છું. તમે અત્યારે કાળના મુખમાં છો એ મારે તમોને જણાવી દેવું જોઇએ. અને તે પણ જેણે તમારૂં સ્વાગત કરેલું છે તેણેજ તમારા વિનાશ માટેની એક યોજના તૈયાર કરેલી છે; તે તમોને સુવિદીત થાય. આ કપટ જાળનો ભોગ થવાનું દુઃખદ પરિણામ વળી તમારા નસીબે ક્યાંથી નિર્માણ થયું હશે. પાપી વિજયસિંહ અને નિતીસિંહનાં જાલીમ જુલમની તો હવે હદ થઇ. કુર કાળા કર્મની અંદર રચીપચી રહેલા કીડાઓ ગમે તેવી પ્રપંચજાળ બિછાવે, તો પણ કુદરતનાં ગર્ભ પ્રદેશમાં શું રહ્યું છે; તેની તો તેને ક્યાંથીજ ખબર હોય, રાજ્યલોભની મહત્વાકાંક્ષામાં તેના માટે વિનાશનું બીજ તેણે માની લીધેલ પ્રેમપાત્ર મધુરાદેવીથી પોશાઈ રહ્યું છે. મધુરાદેવીને પણ ભલે ફુલાવું હોય એટલું ફુલાઈ રહે. મને શ્રદ્ધા છે કે તેના માટે પણ વિનાશનું તત્વ કુદરતે ક્યારનુંએ નિર્માણ કરી રાખ્યું હશે. એ નિઃસંદેહ છે. મારા જેવી ભાગ્યહિનનાં નસીબમાં આવી રીતે તેનું દાસત્વ સ્વિકારવાનું પણ તેજ કુદરતે નકી કર્યું હશે; ત્યાં અન્ય શું ઉપાય. કહો! ગુપ્તચરો!! તમારા બચાવ માટેનો કોઈ સુરક્ષિત ઉપાય

તમો શોધી શકયા છો કે નહિં? મને આપનાં પ્રત્યે કુદરતી પ્રેમભાવ ઉત્પન્ન થતો હોવાથી ગમે તે ભોગે હું આપનો બચાવ કરવા માગું છું. હું ધારૂં છું કે આપ મારા પરિચીત હિતચિંતકો છો. કેમ! મારી ધારણા અસત્ય તો નથીજને?" દમયંતીએ સહ્રદયપુર્વક નિખાલસ ભાવે જણાવ્યું.

ગુપ્તચરોના સાનંદાશ્ચર્યનો પાર રહ્યો નહીં. પોતે આ ભાષણ નર્કાગારમાં સપડાઇ ચુકયા છે, છતાં યોગ્ય સમયે યોગ્ય સહાય મળી શકી, તે માટે તેઓએ પ્રભુનો ઉપકાર માન્યો. હવે તેઓને નકિ ખાત્રી થઇ ચુકી કે આ પરગજુ બાઈ તે સત્યવતિનાં અન્નથી પોશાએલ આપણી અતિ પરિચીત એક સુશિલ સ્ત્રી છે.

"દેવી! પાપીઓની પ્રપંચજાળનો અંત નજીક છે. એ ત્રીપુટીની ઇન્દ્રજાળ હવે વધુ વખત નભી શકે તેમ છેજ નહીં. તારા જેવી વિદુશી બાળાના નસિબમાં જાલીમોનું દાસત્વ સ્વિકારવાનું કામ જે કુદરતે નિર્માણ કર્યું છે; તે પણ કાંઇક અર્થસૂચક છે, અમારા બચાવ માટેનું જો કોઇપણ સાધન હોય તો તે પણ તુંજ છે. તારી ધારણા સત્ય છે. હું ધારૂં છું કે તું એક બહાદુર ઇંદુમતિની નિમકહલાલ દાસી લલીતાતો નહિંજને? હા! હ્રદય સાક્ષી પુરે છે કે તે તુંજ છો. આવ! ઓ આત્મિક આંદોલનની સંચાલક દેવી આવ!! અને આ તારી શુભેચ્છકનાં ઉભય બાહુમાં પ્રેમથી ભેટી પડી **તારા દરેક મનોરથો સિદ્ધ કરવાની ઉષાને પ્રેમથી નિહાળ.**" ભાનુમતિએ પોતાનો મનોભાવ પ્રગટ કર્યો.

"કોણ! દેવી ભાનુમતિ!!" એટલું કહેતાની સાથે તો દમયંતીએ પોતાનો કત્રીમ લેબાસ દૂર કરી ભાનુમતિને અભિવંદન કર્યું. ભાનુમતિએ

પણ પોતાના મુળ સ્વરૂપમાં દેખાવ આપ્યો. અને પહાડસિંહ તથા દમયંતી પણ બન્ને એકબિજાને આપસ આપસમાં ઓળખી શક્યા.

પ્રિય વાંચક! હવે આપણે દમયંતીને લલીતાના નામથી ઓળખીશું. લલિતાએ સત્યવતિનાં એક ગરીબ કુટુંબની કન્યા છે; માતાપિતાએ સ્વર્ગવાસ કર્યો છે; રાજ્યકુટુંબથી પોશાઈ તે મોટી થઇ છે; બહાદુર ઇંદુમતિની તે એક બાળ સખી છે; પહાડસિંહમાં તેનું મન પરોવાએલું છે; પહાડસિંહનું હૃદય પણ તેનેજ ચાહે છે; ઉભયની ઇચ્છા ભાનુમતિ જાણવા પામી છે; તેઓને લગ્નગ્રંથીથી જોડી દેવા માટે ભાનુમતિ તત્પર છે; ભુતાદિકનાં કૃત્રીમ ઉલકાપાતે તેમાં વિઘ્ન નાખ્યું છે; સર્વને જુદા પડવાનો સમય આવી પહોંચ્યો છે; નિતીસિંહનાં ભયંકર કેદખાનામાંથી તેણે ઇંદુમતિનો બચાવ કર્યો છે; પ્રબળસિંહનાં રક્ષણુ માટે એઉએ ભયંકર વન પ્રદેશનો રસ્તો લીધો છે; એક મહાન સરીતા વચમાં આડી આવી છે; પુલ ઉપરથી બંનેનું પ્રયાણ ચાલુ રહ્યું છે; લલીતા સરીતામાં પટકાઇ પડે છે; ઈંદુમતિ ઝુંડનાં સપાટામાંથી તેને મુક્ત કરે છે. લલીતા સરીતાનાં વેનમાં તણાવા લાગી છે; અને ઇંદુમતિ નિરૂપાયે ત્યાંથી પ્રબળસિંહનાં બચાવ માટે એકલી ચાલી નિકળે છે.

વાંચનાર! આ ધટનાં આપણે અગાઉ જોઇ ગયા છીએ. ચાલ! એ વન પ્રદેશમાંની મહાન સરિતા મધ્યે તણાતી લલીતાની શું સ્થિતી થઈ હતી તે જરા નિહાળીએ.

લલિતા જળપ્રવાહમાં તણાતી ધણે દૂર એક કુર માનવ રાક્ષસની દ્રષ્ટિએ પડી હતી; એ માનવ રાક્ષસ તે સંકટચુર્ણાશ્રમની અંતર ઘટનાનો એક કર્માચારી હતો; તે તેને કીનારાપર લાવ્યો હતો; અચૈતન્ય

લલિતાનાં સૌંદર્ય પર તે મોહી પડયો હતો; તેને શુદ્ધિમાં લાવવા માટે તેણે ઘણા પ્રયત્નો કર્યાં હતા; આખર તે તેમાં ફાવ્યો હતો; તેની બદદાનત લલીતા કળી જવા પામી હતી; પણ તેને જણાયું હતું કે આ એક સંકટચૂર્ણાશ્રમની અંતર ઘટનાનો કર્માચારી છે; તેથી તેને વસ કરી ત્યાંની દરેક પરિસ્થીતિ જાણી લેવી એ મારા માટે હીતપ્રદ છે. પેલો માનવ રાક્ષસ લલિતાને પોતાનાં આવાસે લાવ્યો હતો; આ કાર્ય માટે અધિષ્ટાત્રી મધુરાદેવીનો ભય તેને ઘણો હતો; એટલે લલીતાને કોઇ ગુપ્ત આવાસ મધ્યે રોકવામાં આવી હતી. અહીં ઇચ્છા ત્રપ્તી માટે વારંવાર તેનું આવવું થતું હતું; કળાપ્રવિણ લલિતાએ પોતાનું સતિત્વ સાચવી અનેક સ્ત્રી ચરીત્રોથી તેને નચાવવાનું ચાલુ રાખ્યું હતું; આખર મધુરાદેવીને આ બિના જાહેર થઇ ચુકી હતી; કેટલીક ગુપ્ત યંત્રણાંનો વહીવટ તે માનવ રાક્ષસનાં હાથમાં હોવાથી મધુરાદેવીએ તે વાત જતી કરી હતી. કાર્યકુશળ લલિતાએ ત્યાંની સર્વ માહેતી મેળવી લીધી હતી. અને ક્રમેક્રમે મધુરાદેવીનું વિશ્વાસપાત્ર પદ તેણે પ્રાપ્ત કરી લીધું હતું. અસલ નામ તેણે ગુપ્ત રાખવાથી અહિં તેને સર્વ કોઇ દમયંતીના નામથી ઓળખતું હતું.

કુદરતે યોગ ઠીક સાધી આપ્યો. ભાનુમતિની સાથે પહાડસિંહનું પણ આવવું થયું છે એ જાણી હર્ષથી તેનાં રોમાંચ ઉભા થયા. ભાનુમતિની નજર ચુકાવી પહાંડસિંહ તરફ સ્મિત ભર્યો તેણે એક તિવ્ર દ્રષ્ટિપાત કર્યો. ઉભયે નયન-સત્કારથી સંતોષ માન્યો. પ્રસંગવસાત તે વિચાર તંદ્રામાં પડી થોડી વારે બંનેને ઉદ્દેશી તેણે જણાવ્યું કે— "બચવા માટેનો એકજ રસ્તો છે; પણ તેમાં તમોને ઘણું ખમવું પડે તેમ છે. ધૈર્ય રાખશો. કાર્યકુશળતા જરૂર વિજય અર્પશે. હું તમોને

અત્યારે એક ગુપ્તરૂમમાં લઇ જવા માગું છું. ત્યાં એક આશ્ચર્યકારી ઘટના તમે જોઈ શકશો. દરેક ઘટના બારિકીથી નિહાળશો. એક યક્ષ પ્રતિમાના ગર્ભાકાર-માર્ગે તમારે નીચેની ભુમીપર પટકાવું પડશે. ત્યાં એક શસ્ત્રધારી નાનું ટોળું તમારા વધ માટે તૈયાર હશે. અહીંજ આપણાં કાર્યની કિંમત છે. લ્યો આ ગુપ્ત હથીયારો. અત્યારેજ તેને તમે ગુપ્ત રીતે ધારણ કરી લીયો. બહાદુરીથી તેનો વધ તમારે જ કરી લેવાનો છે. પછી શું કરવું તે જોયું જશે. યક્ષ પ્રતિમા સુધીનાં દરેક કાર્યક્રમમાં તો હું તમારી સાથેજ છું. માત્ર નીચેની ભુમી મધ્યેનાં યુદ્ધ પ્રસંગમાં મારી ગેરહાજરી રહેશે. આ ગેરહાજરી પણ કાંઇક અર્થસૂચક છે. એમ તમે પાછળથી જોઈ શકશો. વિજય પ્રાપ્ત થયે હું તમોને ત્યાં જરૂર મળીશ. યાદ રાખજો કે—જરાપણ ગફલતી એ આપણાં માટે વિનાશનું મુળ છે.”

બસ થયું. ગુપ્તચરોએ તે કાર્ય હાથ ધરવા માટે પોતાની પસંદગી બતાવી. લલીતાએ પોતાનું મુળ સ્વરૂપ પાછું છુપાવી દીધું. અને સર્વ કોઇ નિયત સ્થળે આવી પહોંચ્યા.

યમસદનનાં નામથી ઓળખાતો આ એક ગુપ્તરૂમ છે; અનેક પ્રકારનો કોલાહોલ ત્યાં મચી રહ્યો છે; સામે યક્ષદેવની એક ભિષણ પ્રતિમા છે; આ પ્રતિમા સન્મુખ અનેક માનવ વ્યક્તિઓનો ભોગ લેવાણો છે; આજુબાજુનો ભયંકર દેખાવ હૃદય દ્રવિત છે. શસ્ત્રધારી માનવ રાક્ષસોનું એક ટોળું ત્યાં ઉપસ્થિત થયું છે; અને નૂતન ભક્ષ માટેની સઘળી તૈયારીઓ થવા પામી છે.

દમયંતીએ ગુપ્તચરોને લઇ એ ભિષણ નર્કાગારમાં પ્રવેશ કર્યો.

સર્વેએ તેને યથેચ્છ માન આપ્યું; દમયંતીનો પ્રથમ નેત્ર સંકેત થયો; ગુપ્તચરોની આસપાસ ખુલી તલવારો ચમકવા લાગી, ખુન માટે આજ્ઞાની રાહ જોવાણી; દમયંતીએ બીજો નેત્ર સંકેત કર્યો; ભુમી ગર્ભમાંની એક જીવલેણ યાંત્રીક ઘટનાં ખડી થવા પામીઃ મનુષ્ય વધ માટેનું એક યંત્ર અનેક ચક્રોથી ગતિમાન જણાયું; ગુપ્તચરોનાં છેદન ભેદન માટે એક માત્ર દમયંતીનાં હુકમની જરૂર હતીઃ દમયંતીએ ત્રીજો નેત્ર સંકેત કર્યો; ગુપ્તચરોને યક્ષ પ્રતિમા સન્મુખ ઉભા કરવામાં આવ્યા; યક્ષભોગ માટેની આ ક્રિયા હશે એમ મારાઓએ જાણ્યું; દમયંતીએ ચોથો નેત્ર સંકેત કર્યો; ગુપ્તચરોને યક્ષ પ્રતિમાનાં ગર્ભાકારમાં દાખલ થવું પડ્યું. સ્થાનિક કર્માચારીઓ સમજી શક્યા કે નીચેનાં ભુમીગ્રહમાં તેનો વધ થવાનો છે; દમયંતિ તેઓ સર્વેને યોગ્ય સૂચના આપી ત્યાંથી વિદાય થઈ.

ગુપ્તચરો (ભાનુમતિ અને પહાડસિંહ.) ત્વરિત નિચે પટકાઈ પડયા. રૌદ્ર પ્રણામી માનવ રાક્ષસોની ક્રૂર દ્રષ્ટિ તેના પર પડી. હથીયારોનો જવાબ હથીયારોથી આપવા ગુપ્તચરોએ ઉચીત ધાર્યું. ગુપ્તચરો હથીયારોથી સુસજ્જિત છે; એમ જાણી તેઓ આશ્ચર્ય ચકીત થયા. ગુપ્તચરોએ મારો ચાલુ રાખ્યો. નરાધમો નાશીપાસ થયા. આખર વિજ્યશ્રી ગુપ્તચરોને જઈ મળી. પૂર્વ સંકેત મુજબ લલિતાનું ત્યાં આવવું થયું. કાર્યસિદ્ધીએ તેને સ્હર્ષિત બનાવી. અને ગુપ્તચરોને લઈ તે એકાદ ગુપ્ત સ્થળે આવી પહોંચી.

વાત કરવા જેટલો વખત હવે લલિતાને રહ્યો નથી. મધુરાદેવીની હજુરમાં હાજર થવાનો ટાઇમ એકદમ ભરાઇ ગયો છે. ગુપ્તચરોને આજ સ્થળે સુરક્ષિત સ્થિતીમાં મુકી તેણે મધુરાદેવી પાસે જવા ઉચીત

ધાર્યું. ગુપ્તચરોએ સ્થાનિક સર્વે માહિતી તુરતમાંજ મેળવી લેવા માટેની ઇચ્છા જાહેર કરી. લલીતાએ તેઓને એક ક્ત્રીમ વેશ પહેરાવી કેટલીક જરૂરી સૂચનાઓ આપી દીધી. 'ત્રીપુટી' એ મધુરાદેવીનાં આવાસ તરફનો રસ્તો લીધો. માર્ગમાં લલીતાએ કેટલીક માહેતી તેઓને આપી. મધુરાદેવીનું ગુપ્તગ્રહ આવી પહોંચ્યું, અને લલીતાએ ગુપ્તચરોને આ ગુપ્તગ્રહની આસપાસ છુપી રીતે રોકી તેણે તેમાં પ્રવેશ કર્યો.

મધુરાદેવીએ લલીતા ઉર્ફે દમયંતીનો યોગ્ય શબ્દોમાં સત્કાર કર્યો. ગુપ્તચરોને ઠેકાણે પાડી દીધા જાણી તે હર્ષાનંદમાં મગ્ન બની ગઇ. યોગ્ય કાર્યની યોગ્ય કદર કરવા માટે મધુરાદેવીએ એક હીરા જડીત્ર સુવર્ણ હાર લલિતાને સપ્રેમપૂર્વક અર્પણ કર્યો. લલીતાએ તે બક્ષીસ સ્વિકારી લીધી. મધુરાદેવીએ તેનો હાથ પકડી પોતાની સાથે એકજ આસનપર બેસાડી, એકાદ નૂતન કાર્ય માટેની વિચાર યંત્રણાં શરૂ કરી દીધી.

"દમયંતી! તું અત્યારે મારા એક જરૂરી કાર્યમાં મદદનિશ થઇશ?" મધુરાદેવીએ કહ્યું,

"હા! ઘણીજ ખુશીથી. વફાદારીનું નુર જાળવી રાખવું એ મારા માટે એક આનંદનો વિષય છે." દમયંતીએ જવાબ આપ્યો.

"ત્યારે સાંભળ. પુજારી અને દ્વારપાળની આજે ગેરહાજરી કાંઇક અર્થસૂચક જણાય છે, સત્યવતીનું સિંહાસન વિજયસિંહ અને નિતીસિંહનાં હસ્તક આવી પહોંચવાની તૈયારીમાં છે. રાજ્ય કુટુંબ આપણી કપટજાળનો ભોગ બન્યું છે. હું ધારૂં છું કે સત્યવતિનાં

ગુપ્ત ભાગની મુલાકાત માટે મને જે આમંત્રણ અપાયું છે; તેનો ગુપ્ત ભેદ હવે તારાથી અજાણ્યો નહિંજ હોય. વિજયની ધુનમાં વિલાસપ્રિયતા મેળવવા માટેનો તેનો મનોભાવ હવે હું સારી રીતે સમજી શકું છું. કેમ તારૂં શું ધારવું છે ?" મધુરાદેવીએ પોતાની અટકળ જાહેર કરતાં લલીતાને એક ગંભીર પ્રશ્ન કર્યો.

"સત્ય છે. એ પાપિઓ રાજ્યાસન હસ્તગત કરી આપને એક પરતંત્ર દશામાં રાખવા માગે છે. રાજ્યકુટુંબ આપણી કપટ જાળનો ભોગ થઇ પડ્યું છે. એ ખરૂં, પણ જ્યાં સુધી રાજ્યભક્ત પ્રજાને તેઓ પોતાનાં વિશ્વાસમાં ન લઇ શકે, ત્યાં સુધી રાજ્યાસનની લગામ તેઓનાં હાથમાં સુરક્ષિત હોઈ શકે નહિં. તેઓનાં ત્રાસથી પ્રજા પુરેપુરી વાકેફ છે; એટલે એ કાર્ય બનવું અતિ કઠીન છે. જો અત્યારે પુજારી અને દ્વારપાળની ગુપ્ત મુલાકાત આપ લઇ શકો, તો જરૂર કોઇ આપનાં લાભની યુક્તિ જડી આવે ખરી." લલીતાએ યુક્તિપુર્વક જણાવ્યું.

"યથાર્થ છે. હમણાંજ તેઓની મુલાકાત હું લઉં છું. કોઇપણ ભોગે સત્યવતિનું સિંહાસન હસ્તગત કરવું એજ મારૂં ધ્યેય છે." મધુરાદેવીએ પોતાનો નિર્ણય જાહેર કર્યો.

"ત્યારે આપ સત્યવતિનું સિંહાસન કેવી રીતે હસ્તગત કરવા માગો છો ?" લલિતાએ પ્રશ્ન કર્યો.

"જ્યારે રાજ્યાસનને જીતી વિજયસિંહ અને નિતીસિંહ આ ગુપ્તગ્રહની મુલાકાત લીએ, ત્યારે વિલાસી જીવનની અણમુલી લ્હાણમાં તેઓને લુબ્ધ બનાવવા એ મારૂં કામ છે. અને લાગ જોઇ તેનો વધ કરી નાખવો એ તારૂં કામ છે. કેમ હવે સમજી? પુજારી

અને દ્વારપાળ એ તારા મદદનિશ થઇ રહેશે. અને વખત આવ્યે હું પણ તારી પડખે ઉભી રહીશ. કેમ તારી શી ઇચ્છા છે?" લલીતાનાં પ્રશ્નનો એક ભયંકર જવાબ આપી તેનો નિર્ણય જાણી લેવા માટે મધુરાદેવીએ એક સામો પ્રશ્ન કર્યો.

"મારી ઇચ્છા? મારી ઇચ્છા બીજી કયી હોઇ શકે? બસ. આપનો નિર્ણય એજ મારો નિર્ણય." લલીતાએ સમયને ઓળખી જવાબ આપ્યો.

"લે ત્યારે! અહિંની સમગ્ર સત્તા હું તારા હાથમાં સોંપી આપું છું. પુજારી અને દ્વારપાળની ગુપ્ત મુલાકાત લીધા પછી, સત્યવતિનાં એ ગુપ્ત ભાગની અંદર પણ હું પ્રવેશ કરીશ બધી બાતમી વખત સર તને ગુપ્ત રીતે મળતી રહેશે." મધુરાદેવીએ છેવટનો નિર્ણય જાહેર કરી, લલિતાની સાથે એક ખુલા ચોગાનમાં કે જ્યાં આગળ દરેક કર્માચારીઓને એકત્ર કરવામાં આવ્યા હતા; ત્યાં આગળ પ્રવેશ કર્યો.

કર્માચારીઓ! ખાસ અગત્યનાં કાર્ય પરત્વે અહીંની સમગ્ર સત્તા આ દમયંતી (લલીતા) નાં હાથમાં સોંપી અત્યારે હું સત્યવતિ જાઉં છું. મારૂં પુનઃ આવાગમન જુજ વખતમાં થશે. હું ધારૂં છું કે મારા આવ્યા દરમીયાન તમો દમયંતીની આજ્ઞા બહાર જવાનું ઉચીત ધારશો નહિં." સ્થાનિક દરેક કર્માચારીઓને મધુરાદેવીએ પોતાનો આદેશ સંભળાવી દીધો.

"આપની આજ્ઞા એ અમારે મન ઇશ્વરી આજ્ઞા છે." સર્વેએ ઉદ્ઘોષણા કરી.

મધુરાદેવી લલિતાને લઈ પુનઃ ગુપ્તગ્રહમાં-આવી પહોંચી, પુજારી અને દ્વારપાળને પોતાનાં આવી પહોંચવા માટેના અગાઉથી ખબર આપવા માટે એક ગુપ્ત જાસુસ રવાનાં કર્યો. અને પાછળથી સત્વર પોતે પણ પ્રયાણુ શરૂ કર્યું.

લલિતા હવે નિરંકુશ બની છે; ગુપ્તચરો (ભાનુમતિ અને પહાડસિંહ) એ તમામ માહેતી મેળવી લીધી છે; ગુપ્ત જાસુસનું કામ પણ તેણેજ બજાવેલું છે; પેલો આશક હવે લલિતાની દયા વડે જીવી શકે છે; મધુરાદેવીનાં ખાસ ગુપ્ત ભંડારની ચાવી પણ લલિતાએ મેળવી લીધી છે; સ્થાનિક કર્માચારીઓને યુક્તિપૂર્વક કેદ કરી તેમની જગ્યાએ પેથુમલજીનાં બહાદુર સૈન્યકોને લલીતાએ નિમી દીધા છે; સત્યપ્રિયની એક ટોળી ભીક્ષુક વેશે ત્યાં દાખલ થઈ દરેક અંતર ઘટનાં તે જોઇ શકી છે; પેથુમલજીનો પડાવ પણ ત્યાંજ છે; મધુરાદેવી આ દરેક ઘટનાં જાણી જવા પામે નહીં તેનાં માટે ભારે કાળજી રખાણી છે; લલીતા આપ્ત જનોને લઇ એક અજાણી ગુફામાં પ્રવેશ કરે છે; એકાદ દુઃખદાયક દ્રષ્ય ત્યાં ખડું થાય છે; પ્રથમ ગ્લાનિ ઉદ્ભવે છે; પણ પાછળથી વસ્તુનું યથાર્થ સ્વરૂપ સમજાતાં તેઓ સર્વેનાં સાનંદાશ્ચર્યનો પાર રહેતો નથી.

પ્રિય વાંચક! તેઓ સર્વેને આ નૂતન દ્રષ્ય પાસે રોકી, ચાલ આપણે સત્યવતિની પુરાણી વાવમાંના એક ગુપ્ત ભોંયરાની અંદર એક કેદીગૃહની મુલાકાત લઈએ.

વિમળા તથા સરલાને આ કેદીગૃહની અંદર એક મજબુત પેરા નીચે રાખવામાં આવેલ છે; વિજયસિંહ તથા નિતીસિંહે તેઓનાં

સતિત્વપર અનેક હુમલાઓ કરેલા છે; બહાદુર રાજ કૌમારીકાઓએ સંકટો સહીને પણ સતિત્વની રક્ષા માટે ભારે શ્રમ ઉઠાવેલો છે; નિરૂપાયે કેદીગૃહને તોડી સ્થાનિક કર્માચારીયોની સાથે તેણે ભારે યુદ્ધ મચાવેલું છે; સંકડોને હંફાવ્યા પછી પુનઃ તેઓને વિજયસિંહનાં હાથમાં સપડાવું પડયું છે; વિજયસિંહે તથા નિતાસિંહે સંકટચૂર્ણાશ્રમની અધીષ્ટાત્રી મધુરાદેવી પાસે તેઓને મોકલી આપેલ છે. તેઓનાં વધ માટેની ત્વરીત સૂચનાં આપ્યા છતાં મધુરાદેવીએ કાર્યવસાત એકાદ દિવસની ઢીલ કરી છે; અને એક ગુપ્ત ભાગમાં તેઓને રોકી આજે મધુરાદેવી સત્યવતિ તરફ પ્રયાણ કરી ગઇ છે.

વાંચનાર ! લલીતાને આપ્તજનોની સાથે એક અજાણી ગુફામાં પ્રવેશ કરતા જે દ્રષ્ય દેખાવા પામ્યું હતું. તે દૃષ્ય અન્ય કોઈ પણ નહિં, પરંતુ આપણી એ ઉભય રાજકૌમારીકાઓ હતી.

દ્રષ્ય કાંઇક ભયપ્રદ અને વિશેષ સાનંદાશ્ચર્ય ઉપજાવે તેવું હતું; આપસ આપસની ઓળખાણ કાંઇક આલ્હાદજનક હતી; ભાનુમતિ તથા સત્યપ્રિયે તેઓનાં પર અપૂર્વ વાત્સલ્ય ભાવ ઠલવી દીધો હતો; કૌમારીકાઓ અકસમાત્ માતા પીતાનો મેલાપ થવાથી હર્ષઘેલી થઈ પડી હતી. લલીતા આવી રીતે રાજકૌમારીકાઓનો પોતાનાં હાથે બચાવ થવાથી પોતાનાં જીવનને ધન્ય માની રહેલ હતી; પહાડસિંહ આ કુદરતની અદ્ભુત રચનાને મૌનપણે અવલોકી રહ્યો હતો; પેથુમલજીને આ બીનાની જાણુ થતા તેનું પણ આ સ્થળે આવવું થયું હતું; ઇંદુમતિ તથા પ્રબળસિંહને આ ગુપ્ત સમાચાર મળતા તેઓ કુદરતની કૃતિને ધન્યવાદ આપી રહ્યા હતા; અને આખર સર્વ કોઇનું મધુરાદેવીનાં ગુપ્તગ્રહ મધ્યે આવવું થયું હતું.

પ્રિય વાંચક! હવે તેઓ સર્વેને તે ગુપ્તગ્રહ મધ્યે રોકી, ચાલ આપણે જરા સત્યવતિ તરફ એક તિવ્ર દૃષ્ટિપાત કરીએ.

રાત્રીનો સમય છે; બીજા પહોરની પુર્ણાહુતીનો કાળ છે; અને સમસ્ત પ્રજા નિંદ્રાધીન છે. આ વખતે વિલાસપ્રિય **નિતીભુવનની** સુંદર અટારીપર કોઇ ઉભય પ્રૌઢ પુરૂષો બેઠેલા છે. બન્નેનું હૃદય ખિન્ન થએલું છે; ચંદ્રમાંથી ઝરતા મીઠા અમૃતનું આસ્વાદન આજે તેઓ લઈ શકતા નથી; અને નવપલ્લવીત મનોરમ્ય બગિચાનું કુદરતી સૌંદર્ય જાણે કેમ તેને કરડવા ધાતું હોય; તેમ તેનાં શોકાગ્ર હૃદયપર આજે અનિવાર્ય ચિંતાનો કારી જખમ પડેલો હોય તેમ જણાય છે. તેવામાં કોઇ એકાદ સ્ત્રી વ્યકિતને લઈ એક ગુપ્ત પહેરેગીરે ત્યા પ્રવેશ કર્યો.

વાંચક! ઉક્ત દરેક વ્યક્તિઓ એ આપણી પરિચીત વ્યક્તિઓ છે. આ રહ્યા તેનાં નામો. વિજયસિંહ, નિતીસિંહ, મધુરાદેવી, અને મોતિલાલ.

પુજારી અને દ્વારપાળની મુલાકાત માટે મધુરાદેવીએ યક્ષ મંદીરની જીવલેણ ગુફામાં પ્રવેશ કર્યો હતો; તેઓનું કેદી જીવન મધુરાદેવીથી અજાણ્યું હતું; પુર્વના સંકેત મુજબ નૂતન પુજારી અને દ્વારપાળ કોઇ અમુક જગ્યાએ છુપાઇ રહ્યા હતા; મધુરાદેવી અહિંની ગુપ્ત હિલચાલ કિંચીત પણ જાણી શકવા પામી નહોતી; અગત્યના કાર્ય પરત્વે તેઓનું કયાંક રોકાણ થયું હશે, એમ ધારી મધુરાદેવીએ ત્યાંથી સત્યવતિનો માર્ગ પકડી લીધો હતો; માર્ગમાં એકાદ ગુપ્તચર માફંત તેણે જાણી લીધું હતું કે-ઇંદુમતી લલિતાની સહાયતાથી છટકી જવા પામી છે. અને પેથુમલજીની સહાયતા વડે સત્યપ્રિયનો બચાવ થયો

છે. આ દુઃખદ ખબરથી તેનું હૃદય પણ ખીન્ન થયું હતું; આખર તે ઉક્ત નિતીભુવન મધ્યે પોતાનાં બાળ સાથીઓ સમક્ષ તે હાજર થવા પામી હતી.

"આજે આવી ગંભીર ચિંતાનું શું પ્રયોજન છે?" જાણવા છતાં મધુરાદેવીએ પ્રશ્ન કર્યો.

"પ્રયોજન! પ્રયોજન તો ખુલ્લુંજ છે. ઇંદુમતિનું છટકી જવું; સત્યપ્રિયનો બચાવ થવો; લલીતાનું સામેલ થવું; અને પ્રજાએ બળવો જગાડવો." ભગ્ન હૃદયથી વિજયસિંહે જણાવ્યું.

"ઇંદુમતી અને લલિતાને હાથ કરવા માટે માણસોને દોડાવ્યા છે. સત્યપ્રિય પેથુમલજીથી રક્ષાએલ છે એ ખરૂં; પણ તેને હાથ કરી પેથુમલજીને સંગ્રામમાં ઝેર કરવો એ આપણું કામ છે. અને પ્રજાનાં બળવાને દાબી દેવા માટેનું દરેક કાર્ય વિચારશિલ મધુરાદેવી સારી રીતે જાણે છે; એટલે ચિંતાનું કારણ રહેવા પામતું નથી." મોતીલાલે પોતાનો મત પ્રદર્શિત કર્યો.

"તમારો દિલાસો અસ્થાને છે. આપણી સઘળી બાજી નષ્ટ થવા પામી છે. હવે માત્ર મધુરાદેવીની વિચાર યંત્રણાં ઉપરજ આપણો આધાર છે." એક ઉંડો નિઃશ્વાસ નાખી નિતીસિંહે જણાવ્યું.

"મારો તો એજ નિર્ણય છે કે યુક્તિસરની એક ભયંકર કતલ ચલાવવી. અને સત્યવર્તિનો સંપુર્ણ કબજો લેવો." મધુરાદેવીએ વિરત્વા વેશમાં પોતાનો અભિપ્રાય જાહેર કર્યો.

"પણ તે શી રીતે?" વિજયસિંહે આશ્ચર્યપૂર્વક પુછ્યું.

"સ્ટેટ ભાયાતો, જાગીરદારો, અને રાજ્યનાં અંગત મીત્રોને આવતી કાલે પ્રાતઃકાળમાં રાજમહેલની અંદર આવી પહોંચવા માટે રાજ્યહુકમ મોકલી આપવો. અને તેઓનાં વિરોધીઓને મધ્યાહ્ન વેળાએ તેજ મહેલમાં આવી પહોંચવા માટેની એક ગુપ્ત સૂચના આપી દેવી. રાજ કુટુંબને મહાત કરવા માટેની આપણી ગુપ્ત હીલચાલથી હજી તેઓ અજાણ છે. એટલે જરૂર તેઓ આપેલા ટાઇમે આવી પહોંચશે. બે સભાસ્થાનો ગોઠવી લેવા. પ્રથમ સભાસ્થાન પ્રાતઃકાળનાં પ્રેક્ષકો માટે, અને બીજું સભાસ્થાન મધ્યાહ્ન કાળના પ્રેક્ષકો માટે રાખવું. દરેકમાં એકેક વ્યાખ્યાન પીઠ ગોઠવવી. ઉભય પ્રેક્ષકોનાં હથીઆરો હસ્તગત્ કરી, બંને સભાસ્થાનોને ફરતી સોસો શસ્ત્રબદ્ધ લશ્કરીઓની એક ટુકડી નીમી દેવી. એકપણ વ્યકિત બહાર નિકળવા પામે નહીં એવો સખત હુકમ તે લશ્કરીઓને સંભળાવી દેવો. પ્રાતઃકાળી પ્રેક્ષકોનાં કાળાવધી માટે રાજ્ય પ્રકરણી પ્રશ્નોની ચર્ચા મધ્યાહ્નકાળ સુધી ચાલુ રાખવી. મધ્યાહ્નકાળી પ્રેક્ષકોને વેરની વસુલાત માટે યોગ્ય સમયની યાદી આપી, ઉશ્કેરી, પ્રાતઃકાળી પ્રેક્ષકોની કતલ માટે જોઇતા દરેક હથીયારો તેઓને પુરા પાડવા હું માનું છું કે આ ભયંકર કતલથી આપણો માર્ગ નિશકંટક બનશે." ભયંકર વિચારો રજુ કરતાની સાથે મધુરાદેવીએ પોતાનો મનોભાવ પ્રગટ કર્યો.

"બરાબર છે. તમારી કળાપ્રવીણ એ ગુપ્ત યંત્રણાં જ આપણાં માટે હિતાવહ છે. પણ તેની ભયંકર કતલથી હું માનું છું કે પ્રજાબળ વિશેષ વૃદ્ધિગત્ થવા પામશે. તો પછી તેનાં માટે તમોએ શું ધાર્યું?" નિતીસિંહે હર્ષાવેશથી છેક તેની પાસે જઇ એક જરૂરી પ્રશ્ન કર્યો.

"ફીકર નહિં. પ્રજાની આંખે કાળા ચશ્મા લગાડી દેવા એ

આપણું કામ છે, દરેક મૃતદેહોને ઠેકાણે પાડી જાણે કાંઇ બન્યુંજ નથી એવો દેખાવ ધારણ કરવો. મધ્યાહ્નકાળી પ્રેક્ષકોને માન અકરામથી આપણાં પક્ષમાં લઇ લેવા. ભુતાદિક ઉપદ્રવ તરીકે પ્રાતઃકાળી પ્રેક્ષકોનો નાશ જાહેર કરી દેવો. સાથે એ પણ જણાવી દેવું કે રાજ્ય કુટુંબનો નાશ પણ એજ ઉપદ્રવને આભારી છે. પ્રજા વિશેષ રોશે ભરાશે. એ વાત ખરી, પણ આપણે આપણી નિર્દોષતા તેમની સમક્ષ યુક્તિસર પુરવાર કરી આપશું એટલે પત્યું." મધુરાદેવીએ નવાજ આવેશથી નિતીસિંહને જવાબ આપ્યો.

"પણ સત્યવતિનાં સિંહાસનપર વિજયસિંહનો વિજયધ્વજ કેવી રીતે ફરકાવવો?" મોતિલાલે આતુરતાથી પુછ્યું.

"નચિંત રહો! સમગ્ર પ્રજામંડળની એક જાહેર સભા બોલાવવી. અને સત્યપ્રિયની કતલ વખતે તમે જે એક હુકમનામામાં તેની સહી કરાવી લીધી છે, તે હુકમનામું તેની સમક્ષ રજુ કરવું. આથી વિજયસિંહનાં રાજ્યભિસેકની યોગ્ય સરળતા હાથ કરી શકાશે. આ વખતે કેટલીક વિટંબનાં ઉભી થવા સંભવ છે. પણ તેને પહોંચી વળવા માટે આપણી અગાઉથી તૈયારી હોવી જોઇએ. હું ધારૂં છું કે—આપણાં પક્ષકારોને યોગ્ય લાલચ આપી, આપણાં દરેક કાર્યમાં જાહેર રીતે ટેકો આપવાનું કાર્ય જો આપણે તેઓને સોંપી દેશું, તો જરૂર ફતેહ આપણી છે. છેવટે લશ્કરી બળ પણ આપણે તૈયાર રાખવું. કેમકે જરૂર પડયે તેનો ઉપયોગ કરી શકાય" મધુરાદેવીએ જવાબ આપ્યો.

"યથાર્થ છે. પણ તમે તો પ્રજા દ્રષ્ટિએ પ્રજાનાં નાયક બન્યાં છો. સમસ્ત પ્રજા તમોને એક દેવી તુલ્ય માને છે. તમારા એકજ

વચનપર પ્રજાએ પોતાનાં જીવન મરણનો સ્વાલ નક્કી કરેલ છે. તો પછી તમે આપણાં ઉક્ત કાર્યમાં કેવી રીતે મદદ કરી શકશો." મધુરાદેવીની યોજનાં શકિતથી આકર્ષાઇ, વિજયસિંહે સ્મિત હાસ્ય પૂર્વક એક ટકોર કરી.

"વિશ્વાસ રાખો. હવે માત્ર જુજ ટાઇમ બાકી છે. એટલા વખતમાં તમારે તમારી દરેક તૈયારી કરી લેવી જોઇએ. હું જાઉં છું. અને પ્રજાની પડખે ઉભી રહું છું. તમારા વિરૂદ્ધ દરેક કાર્યોમાં મારી સમતિ તમે જોઇ શકશો પ્રજાને હાથમાં રાખવા માટેની આ પણ એક યુક્તિ છે. તમે સુખેથી તમારા કાર્યમાં આગળ વધજો. મારે લીધે કેટલાક નેતાઓ પણ જાહેર હીમત બતાવી બહાર પડશે. પરંતુ છેવટે તમારી દરેક દલીલોને હું એવો તો યુકિતપુર્વક ટેકો આપીશ, કે કોઇપણ નેતાનો વિરોધ ત્યાં ટકી શકશે નહીં. યાદ રાખજો કે વિજય આપણોજ છે." આસનપરથી ઉઠી રવાનાં થતા મધુરાદેવીએ જણાવ્યું.

બસ થયું મધુરાદેવીએ પ્રયાણ શરૂ કર્યું. પુર્વવત્ યોજનાં શકિતનો વિકાશ થયો. પ્રાતઃકાળી સભાસ્થાને રણયજ્ઞની શરૂઆત થઈ ચુકી. ભયંકર યુદ્ધ ચાલુ થયું. મધ્યાહ્નકાળી સભા પ્રેક્ષકોએ ભારે આક્રમણ શરૂ કર્યું. શસ્ત્રવિહીન પ્રાતઃકાળી સભા પ્રેક્ષકોનો વિનાશ થયો. વિજયશાળી વીરોને યોગ્ય બક્ષીસથી સંતોષવામાં આવ્યા. આ ગુપ્ત ભેદી કાર્યની દરેક પ્રણાલીકા ગુપ્ત રાખવામાં આવી. સ્વપક્ષની વૃદ્ધિ માટેનો દરેક કાર્યક્રમ સફળ થયો. પ્રજાનાં રોશે અસ્ખલીત સ્વરૂપ ધારણ કર્યું. મધુરાદેવીની અનેક યુકિત પ્રયુકિતએ તે રોશનું નીવારણ કર્યું, અને એક વખતનો વિજયસિંહ તે અત્યારે છત્રપતિ મહારાજા વિજયસિંહપણે સત્યવતિનાં સિંહાસનપર પ્રકાશવા લાગ્યો.

આજે મધુરાદેવીનાં હર્ષનો પાર નથી. તેનું હૈયું ગજગજ ઉછળી રહ્યું છે. અખૂટ દ્રવ્ય ભંડાર તેને પ્રાપ્ત થયો છે. વિજયસિંહનાં વિજયધ્વજ માટે તેનો આત્મભોગ અર્થસૂચક છે. સંકટચૂર્ણાશ્રમનું ગુપ્તગ્રહ, એ આજની મગલ રાત્રીનું વિલાસસ્થાન નકી થવા માટે, તેણે યોગ્ય વચન મેળવી લીધું છે. અને વિલાસી સાધનોની પુર્ણી માટેનું બ્હાનું કાઢી, પોતાની આંતરિક ઇચ્છા પાર પાડવા માટે પુજારી અને દ્વારપાળની મુલાકાત લઈ, તે પોતાનાં નિજસ્થાને આવી પહોંચી છે.

રાત્રીનાં સાડાઆઠનો વખત છે; ગુપ્તગ્રહની સૌંદર્યતા કોઇ અલોકીક છે; ઇંદ્રિભુવનની ભવ્યતા આજે શરમાઈ રહી છે; વિશ્વપ્રદેશની વિલાસપ્રિય વસ્તુઓનું આજે તે કેંદ્રસ્થાન બન્યું છે; મધુરાદેવી સુવર્ણના મૃદુ આસનપર એક સુંદર લેબાસમાં બેઠેલી છે; આશાનાં દોરપર અનેક પ્રકારનું નૃત્ય તે ખેલી રહી છે; એકી સાથે ઉભય પક્ષીઓનું લોહી પિવા માટેની ખૂની પ્રવૃતિનો અંતર ગર્ભિતપણે ઉદય થવા પામ્યો છે; દમયંતીનો સહયોગ અત્યારે તેને વધારે અનુકુળ થઇ પડયો છે; શાણી કુદરત આજે કોઇ નવોજ ધાટ ધડવાની તૈયારીમાં છે; મધુરાદેવી ફુલાય છે કે આજે મારી કાર્ય પ્રણાલીકાનો વિજય છે. ત્યારે કુદરત પોકારી ઉઠે છે કે સબુર! આજે ઉકત નરાધમોની સાથે તારો પણ કાળ નજીક હોવાથી, આજે તારો વિજય નહીં, પણ કોઇ ત્રીજીજ વ્યક્તિનો વિજય છે.

લલિતાએ ભાનુમતિ અને પહાડસિંહને ગુપ્તચરોનાં લેબાસમાં, આ ગુપ્તગ્રહની આસપાસ પહેરેગીર તરીકે નીમી દીધા છે; પેથુમલજીને પોતાનાં બહાદુર સૈન્યકોને તૈયાર રાખવા માટેની એક કિમતી સૂચનાં તેણે આપી દીધી છે; આ ગુપ્તગ્રહ મધ્યે તે ઉભય નરાધમોનાં પ્રવેશ બાદ, તે ગ્રહને ફરતો ઘેરો ઘાલવાનુ કાર્ય તેણે સત્યપ્રિયને સોંપી દીધું

છે; વીણી લીધેલા યોદ્ધાઓની ઉપરી સત્તા વિમળાને આપી તેને ગુપ્ત ભેદી માર્ગોનાં દરેક નાકાઓ સંભાળી લેવા માટેનો આદેશ તેણે આપી દીધો છે; ઇંદુમતિ અને પ્રબળસિંહ, પુજારી તથા દ્વારપાળનાં વેશે અત્રે આવી પહોંચવાનાં હોવાથી તેની ગેરહાજરીનો લાભ લઇ વખતે કોઇ ગેબી મદદ આવી પહોંચે તો, તેને ઠેકાણે પાડવા માટેનું દરેક કાર્ય તેણે સરલાનાં હસ્તક મુકી આપ્યું છે; અને ઉક્ત કાર્ય પ્રણાલીકાની દરેક ખબરો દરેકને વેળાસર મળી શકે, તેનાં માટે વાયરલેસ ટેલીગ્રાફને ભુલાવો ખવરાવે તેવી એક સરસ યોજનાં લલીતાએ અમલમાં મુકી દીધી છે.

મધુરાદેવી અને દમયંતી (લલિતા) એ બન્ને એકજ આસનપર બેઠેલ છે; હાસ્ય વિનોદમાં સમય વ્યતિત થાય છે; તેવામાં પુર્વ સંકેત મુજબ પુજારી અને દ્વારપાળ (ઇંદુમતિ અને પ્રબળસિંહ) નું ત્યાં આવવું થયું. મધુરાદેવી તેનો યોગ્ય સત્કાર કરી કાંઇક ગુપ્ત યંત્રણાં કરવા જાય છે; તેવામાં દમયંતીનાં એક ગુપ્ત સંકેતે તેનું ધ્યાન ખેંચ્યું. બારીમાંથી દ્રષ્ટિપાત કરતાં તેણે વિજયસિંહ અને નિતીસિંહને આવતા જોયા. પુજારી અને દ્વારપાળને આજ સ્થળે બેમાલુમ ગુફા પ્રદેશમાં રોકી, વખત આવ્યે તે નરાધમોની કતલ માટે, સુશસ્ત્ર સજીત આ રંગભુમીપર તેઓ પ્રવેશ કરી શકે, તેવો પ્રબંધ કરી લેવા માટેનું કાર્ય તેણે દમયંતીને સોંપી દીધું. દમયંતીએ તે કાર્ય પૂર્ણ કર્યું. મધુરાદેવીએ તેને પણ શસ્ત્રબદ્ધ સ્થિતીમાં, એક અપ્રકટ રૂમની અંદર ભરાઈ રહી, ગુપ્ત સંકેત થતા તેઓની કતલ માટે હાજર થવાની એક આજ્ઞા સંભળાવી દીધી. દમયંતીએ તે પ્રમાણે છુપાઇ દરેક ઘટનાં જાણી લેવા માટે મનપર લીધું. વિજયસિંહ અને નિતી-

સિંહ આવી પહોંચ્યા. મધુરાદેવીએ તેનું યોગ્ય સ્વાગત કર્યું. એકજ આસનપર બેસી આ ત્રીપુટીએ વિલાષિ જીવનનાં ગર્ભપ્રદેશમાં વિચરવું શરૂ કરી દીધું. અને મધુરાદેવીએ આ ખેલાડીઓને પોતાની જાળમાં બરાબર સપડાવી દીધા.

પ્રિય વાંચક! ગ્રંથારંભે અપાએલું અમારૂં વચન તો તને યાદ હશે; "આપણી આ શૃંગાર રહિત તત્વ રસિક કથાનો આરંભ થાય છે." એ અપાએલ વચનનું પુનઃ સ્મરણ હું તને કરાવું છું. શૃંગાર રસની શ્યામ બાજુનું વર્ણન આપી તારી વિચાર શકિતને ચકડોળે ચડાવવાનું અનુચિત કાર્ય તો અમારાથી નહીંજ બની શકે. તે બાજુના મોહક વર્ણનથી ભરપૂર અનેક નોવેલોએ જનતાની વિચાર શક્તિનું જેટલું ખુન કર્યું છે; એટલું ખુન કોઇ અન્ય સાધનો દ્વારાએ ભાગ્યેજ થયું હશે. એમ અમારૂં માનવું છે.

ત્રીપુટીનો પુર્ણ રંગ જામ્યો છે; દમયંતિ ઉર્ફે લલિતા વિજયસિંહ અને નિતીસિંહનાં શિકાર માટે બહાર પડે છે; પુજારી અને દ્વારપાળ શસ્ત્રબદ્ધ સ્થિતીમાં ત્યાં હાજર થાય છે; મધુરાદેવી તેનાં પાસમાંથી છટકી એક કૌતીક્ષ છુરી વડે તેનો નાશ કરવા આગળ વધે છે; નરાધમોની મનોદશા બદલાતા બહારની મદદ માટે તે આશાવંત બને છે; યુક્તિપુર્વક નાશી છુટી સ્થાનિક કર્માચારીઓની મદદ વડે સર્વનો પરાભવ કરવા માટેનાં વિચારો તે યોજી રહેલ છે; મારો, કાપો, પકડો ઇત્યાદી ભયસૂચક શબ્દો બહારથી તેની કર્ણેદ્રીપર અથડાવા લાગ્યા છે; આજે સમસ્ત જગત તેઓને ખારૂં ઝેર થઈ પડયું છે; પાપી જીવનનો ભયંકર ભેદ મધુરાદેવી તેને ક્રુર શબ્દોમાં સમજાવી રહેલ છે; ગુપ્તચરો ત્યાં પ્રવેશ કરે છે; તેનો પાસબંધ મધુરાદેવીનાં

ગળામાં પડે છે; મધુરાદેવીની વાણીનો ત્યાં અવરોધ થાય છે; પોતે ઠગાણી છે એવું તેને ભાન થાય છે; વિજયસિંહ અને નિતીસિંહ પણ તેજ પાસબંધમાં જકડાય છે; સત્યપ્રિય પોતે જાતે પેથુમલજી, વિમળા, અને સરલાને લઇ ગુપ્ત લેબાસમાં ત્યાં હાજર થાય છે; ત્રીપુટી પાસ બંધમાંથી મુક્ત થવા માટેની ભીક્ષા માગી રહેલ છે; સર્વ પ્રેક્ષકો હજી ગુપ્ત લેબાસમાં હોવાથી અંદરો અંદર ફાટફુટ કેવી રીતે પડવા પામી, એ વિચારોએ ત્રીપુટીનું મગજ ભ્રમિત બનાવ્યું છે; સર્વ પ્રેક્ષકો ગુપ્ત લેબાસને દૂર કરી મુળ સ્વરૂપમાં દેખાવ આપે છે; આથી ત્રીપુટીનાં હાજાં ગડગડી ઉઠે છે; હવે પોતાનો જીવન વ્યાપાર મહારાજા સત્યપ્રિયની દયા ઉપર લટકી રહ્યા છે તેનું તેઓને ભાન થાય છે. મહારાજા સત્યપ્રિય સર્વને સાથે લઇ એક ડુંગરીધારનાં ભોંયરા નજીક, કે જ્યાં આગળ ઇંદુમતિ અને પ્રબળસિંહે અસલ પુજારી અને દ્વારપાળને કેદ કરેલ છે. ત્યાં આગળ આવી તે ઉભય કેદીયોને પણ સાથે લઈ સત્યવતિ તરફ પ્રયાણ કરે છે; આ શુભ સમાચારની આગાહી નગરશેઠ માર્ફત સમગ્ર પ્રજાને આપવામાં આવે છે; પ્રજા મંડળનાં સાનંદાશ્ચર્યનો પાર રહેતો નથી; નગરશેઠ સમગ્ર પ્રજામંડળ સહીત મહારાજા સત્યપ્રિય વિગેરેનું યોગ્ય સ્વાગત કરવા માટે શહેરની ભાગોળે આવી પહોંચે છે; ઉભયનો ત્યાં મેળાપ થાય છે; સમગ્ર પ્રજા જય વિજયનાં મધુર શબ્દોથી તેઓને વધાવી લીયે છે; પાસબંધ કેદીઓપર તિરસ્કારનો વરસાદ વરસે છે; અને ટુંકામાં છેવટે સત્યવતિનાં ગગન ચુંબીત રાજમહેલપર મહારાજા સત્યપ્રિયનો રાજ સુચિન્હ વિજયધ્વજ ફરફરી રહે છે.

લગભગ એક અઠવાડીઆની અંદર મહારાજા સત્યપ્રિયે શહેરની

તમામ સ્થિતી જાણી લીધી છે; પ્રજાનાં અસહ્ય દુઃખોની નોંધ લઈ તેનાં કારણો શોધી કાઢવા માટે તે ફળીભુત થયો છે; નરાધમોનાં રાક્ષસી જુલમોએ સત્યવતિની ધરતીપર કેવું નર્કાગાર ખડું કર્યું છે તે હવે તેનાથી છાનું રહેવા પામ્યું નથી; સ્ટેટ ભાયાતો, જાગીરદારો, અને પોતાનાં અંગત મીત્રોની ભયંકર કતલ કયા કારણોને આભારી છે, તે તેણે જોઈ લીધેલું છે; મધુરાદેવીની જીવનલીલાનો સંપુર્ણ ઇતિહાસ તેની દૃષ્ટિપર પડી ચુકયો છે; અને વિજયસિંહ તથા નિતીસિંહનાં કપટ યુક્ત ઝેરી ખંજરે સત્યવતિની સમસ્ત શક્તિનું કેવી રીતે ખુન કર્યું છે, તેનું તારતમ્ય તે પામી ચુકેલ છે.

એકદા પ્રાત:કાળનો સમય છે; સાડાઆઠનો ટાઇમ છે; ન્યાય મંદીરનું સ્થાન છે; ન્યાયાસન મહારાજા સત્યપ્રિયથી અંકીત છે; હજારો માણસોની મેદની ત્યાં જામેલી છે; અને અપરાધી ગૃહો પહેરેગીરોથી સુરક્ષીત છે. આ વખતે ગુનેહગારોને ઉદ્દેશી ન્યાયદેવે શાંત અને મધુર વાણીથી ઉદ્‌ઘોષણાં રજુ કરી કે—

અપરાધીઓ! તમે મારી અને રાજકુટુંબની દૃષ્ટિએ સંપુર્ણ ગુનેહગાર થઈ ચુકયા છો. તો પણ આ ન્યાયાસન સમક્ષ પ્રજા વર્ગની વચ્ચે જયાં સુધી તમે અપરાધી ન ઠરી શકો, ત્યાં સુધી તમારાપર મારાથી કોઈપણ જાતનો શિક્ષા પ્રબંધ થઇ શકે નહિં. આટલી પ્રસ્તાવનાં કરી હવે હું તમો પૈકીનાં વિજયસિંહ નામની એક વ્યક્તિને ઉદ્દેશી તેને પહેલો પ્રશ્ન એ પુછવા માગું છું કે—

વ્યભિચાર એ તમારી નિતી; મનુષ્ય હત્યા એ તમારો ધર્મ; અને લક્ષ્મીની લુંટ એ તમારૂં કર્તવ્ય આ સિદ્ધાંતોમાં તમોએ

તમારૂં જીવન ઓતપ્રોત કરી મહાઘોર કૃત્યનાં ઉત્પાદક તમો બનવા પામ્યા છો. એવા મજબુત પુરાવાઓ અત્યારે મારી પાસે મોજુદ છે. એટલે તમો પોતાને એક ઘોર અપરાધી માનો છો કે નહિં ? મારો બીજો પ્રશ્ન એ છે કે–રાજ ખટપટને ઉભી કરી, ભુતાદિકની ભ્રમણાંને જન્મ આપી, રાજકુટુંબને આફતમાં ઉતારી, સત્યવતિની સમગ્ર સત્તા હસ્તગત્ કરવાની આશાએ, તમોએ એક ભયંકર કતલ ચલાવી છે; એમ તમે પોતે આ ન્યાયાસન સમક્ષ કબુલ કરી શકો છો કે નહિં ? અને મારો ત્રીજો પ્રશ્ન એ છે કે–રાજકોમારીકાઓનું હરણ કરી, મારા પોતાનાં ખુન માટે બાજી રચી, મધુરાદેવીનાં કાળા કૃત્યને પોશી, જે તમોએ એક જીવતા યમની ગરજ સારી છે; તે સત્ય વાતનો તમે પોતે આ સ્થળે સ્વિકાર કરી શકો છો કે નહીં ? બસ. અત્યારે આ ત્રણ પ્રશ્નોનો ઉત્તર હું તમારી પાસેથી મેળવવા માગું છું,

વિજયસિંહે ખેદપુર્વક જાહેર કર્યું કે–કૃપાળુ રાજન ! વ્યભિચાર, મનુષ્ય હત્યા, અને લક્ષ્મીની લુંટ એ શિક્ષણ મને મધુરાદેવી પાસેથી મળ્યું છે. અને તેની અભિવૃદ્ધિ માટે નિતીસિંહ, પુજારી, અને દ્વારપાળ એ મારા સહકારી છે. હું પોતે ઘોર અપરાધી હોવાનું કબુલ કરૂં છું. ભુતાદિકની કૃત્રીમ યોજનામાં આપને અને સમસ્ત પ્રજા વર્ગને હતાસ પમાડવા માટે હું જેટલો ગુનેહગાર છું; એટલોજ ગુનેહગાર આ નિતીસિંહ પણ છે. પરંતુ તેનાં મુળ ઉત્પાદક તરીકે તો મધુરાદેવીનું નામ મોખરેજ આવે છે, એમ મારે નિશંકપણે જાહેર કરવુ જોઇએ. કાલીઘાટની ગીચ ઝાડી વચ્ચે ભાનુમતિ અને પહાડસિંહને ફસાવનાર, ખેતલીઆની દેરી પાસેનાં ચોક મધ્યે પ્રબળસિંહને હંફાવનાર, અને પુરાણી વાવ મધ્યેનાં એક ગુપ્ત સ્થળની અંદર રાજ કોમારીકાઓનાં

અસ્તિત્વપર હુમલો કરનાર તરીકે, મારૂં અને નિતીસિંહનું નામ હું જાહેર કરૂં છું. સત્યવતિની સમગ્ર સત્તાનો હું લોભી હતો એ ખરૂં પણ તેનાં અંગે જે ભયંકર કતલ થવા પામી છે, તેમાં મારી સાથે નિતીસિંહ અને મધુરાદેવીની સરખે હીસે સામેલગીરી છે. આપનાં ખુન માટે જે પેરવી કરવામાં આવી હતી, તેમાં હું અને નિતીસિંહ સામેલ હતા. મધુરાદેવીની પ્રપંચજાળ અસિમ હતી, હું અને નિતીસિંહ તેની મોહ જાળમાં પાકી રીતે ફસાયાં હતા. મારો અંતરઆત્મા પોકારી ઉઠે છે કે–અમારો દરેક પાપનો પુંજ એ માત્ર મધુરાદેવીનેજ આભારી છે, આ ભયંકર મુર્તિને સર્વત્ર એક આદર્શ દેવી તરીકે પ્રસિદ્ધ કરવા અમારૂં મંડળ ફાવી શકયું હતું. સંકટચૂર્ણાશ્રમનો ગુપ્ત ભાગ એ અમારી દરેક પ્રવૃત્તિનું કેન્દ્રસ્થાન હતું. આ દરેક પ્રવૃત્તિનાં સંચાલક તરીકે મારી અને નિતીસિંહની નીમણુંક પણ મધુરાદેવીએ પોતેજ કરી હતી. મારે કહેવું જોઇએ કે હું અને આ મારા બીજા સાથીઓ, એ માત્ર એ ભયંકર મુર્તિનાં પાકા ગુલામો હતા. ગુલામો ગુલામી ભાવનાને પોશી તેને વૃધીગત કરવા માટે કેવું ભયંકર કાર્ય કરી શકે છે, એ આપે નજરે જોએલું હોવાથી, વિશેષ કહેવાપણું હવે રહેતું નથી. હું ધારૂં છું કે આપનાં દરેક પ્રશ્નનો જવાબ અપાઈ ચુકયો છે.

ન્યાયદેવે વિજયસિંહનાં જવાબોની યોગ્ય નોંધ લઇ, ગુનેહગાર નિતીસિંહનાં નામનો ધ્વનિ કરતાં જણાવ્યું કે—

નિતીસિંહ! તમે તમારી મુળ સ્થિતીનું સ્મરણ કરો! રંકમાંથી રાય જેવી સ્થિતીએ ચડાવનાર કોણ હતું તેને જરા યાદ કરો!! અને ખાસ મારી અંગત બાબતોમાં રસ લેતા તમોને કોણે બનાવ્યા હતા. તે જરા તમારા અંતરાત્માને પુછી ખાત્રી કરો!!! તમારી આવી પ્રપંચ

જાળ જો હું પ્રથમથી જોઇ શકયો હોત. તો તેનું આવું ભયંકર પરિણામ ભાગ્યેજ આવત એમ મારૂં માનવું છે. તમારા દુઃચારિત્ર માટે રાજ કુટુંબે મને અનેકવાર ચેતાવ્યા છતાં, મેં તમારા પરનાં મારા મોહને લઇ તે વાતો જવા દીધી તેનો શું આ બદલો? ખેર. આજે તમોને મારો પેલો પ્રશ્ન એ છે કે—

તમે તમારી મર્હુમ પત્નિનાં પ્રાણઘાતક બની, નગરશેઠની સર્વ સંપતિ લુંટી લઈ, એક લુંટારાનાં વેશે અનેક નારીવૃંદોપર અછાજતો અત્યાચાર ગુજારેલો છે; એમ ચોકસ પુરાવાઓ મારી પાસે હાજર હોવાથી તમે તે અપરાધોની કબુલાત આ સ્થળે આપી શકો છો કે નહિ? મારો બીજો પ્રશ્ન એ છે કે-લશ્કરને ફીટાડી, દરેક અફસરોને હાથ કરી રાજસત્તાનાં મજબુત પાયાને હચમચાવવા માટે તમોએ બનતું કર્યું છે. દમન નિતીનો કાયડો ચલાવી, નગરની ચિતાકર્ષક હવેલીઓને આગથી ભસ્મીભુત કરી, પ્રબળસિંહનાં નિર્મળ ચારિત્રને દુશીત કરવા માટે તમોએ અથાગ પરિશ્રમ સેવેલો છે. અને ભાનુમતિને હંફાવી, લલીતાને દુઃખી કરી, બહાદુર ઇંદુમતિ કે જે એક તમારી પુત્રી થાય, તેને સતાવવામાં તમોએ તમારા જીવનની સાચી લ્હાણુ માની લીધી છે. એમ યોગ્ય તપાસનાં અંગે મારી ખાત્રી થતા તમો તે ગુન્હાઓનો સ્વીકાર આ ન્યાયાસન સમક્ષ કરી શકો છો કે નહિં? અને તમોને મારો ત્રીજો પ્રશ્ન એ છે કે-રાજ ખટપટ ઉભી કરી, પેથુમલજીને અન્યાય આપી, પ્રજાને દમવા માટેનાં એક દસ્તાવેજપર મારી સહી લેવા માટે ખુદ મારાપર આક્રમણ કરી તમોએ, અનેક હીચકારી કાર્યોને જન્મ આપેલ છે; મધુરાદેવીની મોહજાળમાં ફસાઇ, સત્યવતિનાં પ્રદેશપર જીવતો નર્કાગાર ખડો કરી, ભુતાદિકની કાર્ય

પ્રણાલિકાને પોશણ આપી, તમે અનેક જીવાત્માઓનાં જીવન દિપકો બુઝવી નાખ્યા છે. અને વિજયસિંહનાં ઘોર કૃત્યમાં સરખે હીસે સામેલ રહી, યક્ષ મંદીરની જીવલેણ અંતર ઘટનાને પુરતો વેગ આપી, રાજકૌમારીકાનાં બળીદાન માટે પ્રબંધ રચી, તમે અનેક ખુની હુમલાઓ વડે સર્વત્ર ત્રાસ વર્તાવેલો છે. એવી ચોકસ બાતમી મારી પાસે યોગ્ય ચિકીત્સાનાં અંગે આવી પહોંચેલ હોવાથી, તમે તેનો હકારમાં આ સ્થળે જવાબ આપી શકો છો કે નહીં?

નિતીસિંહે જણાવ્યુ કે—પ્રતિભાશાળી રાજન! મારા પ્રત્યેની આપની ભલી લાગણીનો મેં ગેર ઉપયોગ કર્યો છે, એમ અત્યારે મને મારૂં હૃદય કહી આપે છે. મારી મર્હુમ પત્નિનો પ્રાણ ઘાતક હું પોતે છું. નગરશેઠની સર્વ સંપત્તિ લુંટી લેવામાં મધુરાદેવીની આજ્ઞા એ મુખ્યત્વે હતી. તેની ધર્મ પત્નિને પતિત બનાવવા માટેની દરેક ક્રિયામાં, અને તેનાં ખુન માટેની દરેક હિલચાલમાં હું મારૂં નામ આગળ ધરૂં છું. અનેક નારીવૃંદોપર લુંટારાનાં વેશે મેં ઘોર અત્યાચાર ગુજારેલો છે; એ તહોમતનો હું અસ્વીકાર કરી શકતો નથી. ભાનુમતિને હંફાવી, લલિતાને દુઃખી કરી, રાજ કૌમારીકાઓનાં ખુન માટેની બાજી રચવામાં મારી સાથે વિજયસિંહની પણ સામેલગિરી હતી; એમ આ સ્થળે હું જાહેર કરૂં છું. ઇંદુમતિનાં સેવાયજ્ઞનો હું ઘાતક છું. પ્રબળસિંહ અને ઇંદુમતિનાં નિર્મળ ભાવનું માપ હું માપી શકયો નહીં. આથી તેઓને ઘણું ખમવું પડયું. છે એ હું કબુલ કરૂં છું. પુરાણી વાવમાંનાં ગુપ્ત ગર્ભાકારને યમસદન બનાવનાર, લશ્કરને ઝીટાડી સત્યવતિનાં આત્માને રડાવનાર, યક્ષ મંદીરને ભક્ષમંદીરનાં રૂપમાં ફેરવી નાંખનાર, જીવલેણ ગુફાને જીવતિ નરકપુરીનું સ્થાન

અર્પનાર, સંકટચૂર્ણાશ્રમ ને સંકટપૂર્ણાશ્રમરૂપે પ્રગટ કરનાર, અને ભુતિયા-વડ પાસેનાં પ્રદેશને એક ભુતાવળ રૂપે જાગ્રત કરનાર અમારૂં મંડળ છે. હું એ મંડળનો અધ્યક્ષ છું. અમારી દરેક પ્રવૃત્તિનાં પોશક તરીકે હું મધુરાદેવીનું નામ આગળ ધરૂં છું. પેથુમલજીનાં નામને આપની દ્રષ્ટિ સન્મુખ કાળા અક્ષરે ચિતરનાર, હું અને વિજયસિંહ એમ અમે બન્ને સરખે હીસે જવાબદાર છીએ, અને નગરની ચિતાકર્ષક હવેલી-ઓને આગમાં ભસ્મિભુત થતી જોઈ, અનેક નિરાધાર કુટુંબોનો આર્તનાદ એજ મારા આનંદનો વિશય થઈ પડયો હતો, એટલુંજ નહીં પણ વિજયસિંહ તરફથી મારા પર જે જે આરોપો મુકવામાં આવ્યા છે, તે તે આરોપોનો જન્મદાતા હું પોતેજ છું. એમ બિન સંકોચે આ ન્યાયા-સન સમક્ષ હું મારી કબુલાત આપું છું. ન્યાયદેવ! મારો અંતરાત્મા હવે પોકારી ઉઠે છે કે—

પાપ છુપાયા ના છુપે, છુપે તો બડા ભાગ્ય
દાબી દુબી ના છુપે, રૂએ લપેટી આગ.

નિતીસિંહ તરફથી મળેલ જવાબોની યોગ્ય નોંધ લઇ, ન્યાયદેવે મધુરાદેવીને સંબોધી જણાવ્યું કે,—

મધુરાદેવી! તમારૂં બાળ જીવન યાદ કરો? જ્ઞાનસંપત્તિ માટે ભાનુમતિના અથાગ પ્રયત્નનું સ્મરણ કરો!! અને રાજ્ય તેજુરી પર કાપ મુકી, મોટી મોટી સ્કોલરસીપો આપી, તમોને વિદેશ પર્યટન માટે યોગ્ય સરળતા કરી આપવામાં મારો અંતર હેતુ શો હતો; તે જરા તમારા અંતરાત્માને પુછી ખાત્રી કરો!!! પ્રગટપણે સેવાનો માર્ગ સ્વિકારી, અપ્રગટપણે અનિતીનાં બીજનું વાવેતર કરી, આ

પૃથ્વી પ્રદેશપર ભયંકર નર્કાગાર ખડું કરતાની સાથે જે તમોએ સત્યવતિનાં સત્વનો ભોગ લઈ, તમે તમારા ખપરોની પુર્ણાહુતી સ્વિકારી છે. તે હવે આ ન્યાયાસન સમક્ષ જાહેર થવાનું છે. સત્યવતિનો ચાહ હજી તમારા પરથી ઓછો થવા પામ્યો નથી, એ તમારી કાર્યકુશળતા છે. પણ મને ખાત્રી છે કે, તમારા મધુર નામની પાછળ કેવું હળાહળ ઝેર છુપાએલ છે, એ સમગ્ર પ્રજા આજે બરાબર જોઇ શકશે. તમોને મારો પ્રથમ પ્રશ્ન એ છે કે—

અતિવૃષ્ટિનાં ભય વખતે દુ:ખીઓને દિલાસો આપવામાં, વકતૃત્વ કળાથી પ્રજાને રીઝવી તેનો ચાહ મેળવવામાં, અને સ્ત્રી સમાજોન્નતિ સંસ્થાઓનાં ઉદય માટે ભગીરથ પ્રયત્ન આદરવામાં, તમારો ખાસ આશય તમારી સ્વાર્થસાધક વૃત્તિને યોગ્ય પોશણ આપવાનો હતો. ધર્મશાસ્ત્રનાં અધ્યયનથી વિદુશીપણાંની ભાવનાને પ્રદિપ્ત કરવામાં, નૈતીક કાર્યોનાં અવલંબનવડે સ્વઆદર્શતા સિદ્ધ કરવામાં, અને વાણીની સત્યતા માટે માણસાઇનું ખમીર પ્રદર્શિત કરવામાં તમારી આંતરિક જીજ્ઞાસા તમારા કાળા કૃત્યોને વિજયશાળી બનાવવાની હતી; અને ધનાઢ્ય કુટુંબોમાં પગ પેસારો કરી તેનો પુજ્યભાવ મેળવવા માટે, લોકબળની પ્રખર શક્તિને યોગ્ય પોશણ આપી તેનું અધ્યક્ષ પદ પ્રાપ્ત કરવા માટે, અને વિજયસિંહ તથા નિતીસિંહને ભિક્ષુક સ્થિતીમાંથી અમીરી પદ સુધી ચડાવી તેનાં અભ્યુદયને વૃદ્ધિગત્ કરવા માટે, તમારી આંતર ભાવનાં સત્યવતિનાં સત્યાનાશ માટેજ નૃત્યગાન કરી રહી હતી; એમ યોગ્ય પુરાવાઓની સાથે હું જાણી શકયો છું. એટલે તમો તમારા તે અપરાધોની કબુલાત આ સ્થળે આપી શકો છો કે નહીં? તમોને મારો બીજો પ્રશ્ન એ છે કે,–સંકટચૂર્ણાશ્રમની

અંતર ઘટનામાં મનુષ્યવધ માટેની આંતરીક યોજના ખડી કરનાર, યક્ષ મંદીરની ગુપ્ત યંત્રણામાં ભુનાવળી પ્રયોગનું મિશ્રણ કરનાર, અને જીવલેણ ગુફાનાં અંતર વિભાગમાં અનેક ખુની પ્રવૃત્તિઓની રચનાં કરનાર, મુખ્યત્વે તમે પોતેજ છો. ભુગર્ભમાંના એક ગુપ્તગ્રહને વિશ્વનાં વિલાસપ્રિય સાધનોથી આદર્શ બનાવી, તે સ્થળે વ્યભિચારનું પીઠું ખોલવામાં, દરેક ગુપ્ત કાર્ય પ્રણાલીકાને અપ્રકટ રાખવા માટે પ્રથમ ગુપ્તચરોનું મધુર શબ્દોથી સ્વાગત્ કરી, પાછળથી તેનાં ખુન માટેની બાજી રચવામાં; અને પ્રબળસિંહનાં નાશ માટે ભુતીયા વડનાં ભયંકર પ્રદેશ મધ્યે એક હથીઆરબંધ ટુકડી મોકલી આપવામાં, પ્રાયે કરીને તમારૂં નામ મોખરે આવે છે. અને દ્વારપાળ તથા પુજારીને નગર શેઠની સ્ત્રીનું કરપીણ રીતે ખુન કરવા માટેનો આદેશ આપનાર; સંકટચૂર્ણાશ્રમનાં દરેક કાળા કર્મોની લગામ દમયંતી હસ્તક સોંપી એક ભયકર કાવત્રા માટે, વિજયસિંહ તથા નિતીસિંહનાં નિરૂત્સાહી જીવનને પ્રોત્સાહનું બળ ધીરી સત્યવતિનાં અંગ જાતોનું લોહી પીવા માટેની એક ભયંકર વિચાર યોજનાં રજુ કરનાર તમે એક ભયંકર ગુનેહગાર છો એમ આ સ્થળે તમો માન્ય રાખી શકો છો કે નહી? અને તમોને મારો ત્રીજો પ્રશ્ન એ છે કે– ધર્મઘેલી મહીલા સમાજમાં શૃંગાર રસની ધુન મચાવી, તમારી ગુપ્ત યંત્રણાંનાં પોશક સેંકડો કર્માચારીઓની ઇચ્છા ત્રપ્તી માટે જે અમાનુષિ પ્રયોગ હાથ ધરવામાં આવ્યો હતો; કેટલીક સ્ત્રી વ્યક્તિઓનું હરણ કરી, તેઓને સંકટચૂર્ણાશ્રમની આંતર ઘટનામાં કેદ કરી તેઓનાંપર સંસ્થાનાં દરેક કર્માચારીઓને એક વરૂની માફક ટુટી પડવા માટે જે શૃંગાર પોશક કાર્યક્રમ સ્વીકારી લેવામાં આવ્યો હતો; અને મદ્ય માંસાદિકનાં ખાદ્ય પદાર્થથી મદમસ્ત બની, તે શૃંગાર પોશક સમારંભમાં તમે પોતે સામેલ રહી, બેધડક

રીતે આપસઆપસમાં જે અત્યાચારની પ્રણાલિકા ચાલુ રાખવામાં આવી હતી; તેમાં ખાસ કરીને તમારૂં નામ એક સૂત્રધાર તરીકે આગળ આવે છે. વિજયસિંહ અને નિતીસિંહનાં કાળા કર્મની સામે, પ્રજા અવાજની અંતરઘટનામાં યુક્તિ પુર્વક પ્રવેશ કરી, પાછળથી તે સમાજને નિર્માલ્ય બનાવનાર; અનેક લાંચ રૂશવતથી તમારો પક્ષ પ્રબળ બનાવી સત્યવતિનાં સિંહાસન માટે વિજયસિંહ હકદાર છે, એવી ઉદ્‌ઘોષણાંને જન્મ આપતી વખતે એક છુપું લશ્કર તૈયાર રાખનાર; અને શસ્ત્ર ભંડારોનો કબજો લઈ, દારૂગોળા બનાવવાનાં કારખાનાઓપર અંકુશ મુકી, વખતે કોઈ રમખાણ થવા પામે તો તેનાં પરાભવ માટેની યોગ્ય તૈયારી રાખી, વખત આવ્યે એક વખત સત્યવતિને પણ તોપોનાં મારાથી મહાત કરવા માટેની હદ સુધી પહોંચી જનાર તમારૂં મંડળ કે જેમાં તમોએ પોતેજ અગ્રસ્થાન ભોગવેલ છે; અને દ્વારપાળ તથા પુજારીને તમારા પ્યારમાં ફસાવી વિજયસિંહ તથા નિતીસિંહની કતલ માટે એક ભયંકર બાજી ખેલનાર, સત્યવતિની સમગ્ર સત્તા તમારે સ્વાધીન લેવા માટે અનેક ઇંદ્રજાળ પાથરનાર, અને સર્વ કાર્યસિદ્ધીના અંતે દમયંતીનો પણ ઘાટ ઘડી કાઢવા માટેની તમારી ઇચ્છા પુજારી તથા દ્વારપાળને એક ગુપ્તચારિકા માર્ફત જણાવનાર તમે પોતેજ છો. એમ કેટલાક પુરાવાઓનાં અંતે હું ચોકસ માનું છું તો પછી તમે ઉકત તમામ ગુન્હાઓની કબુલાત આ સ્થળે આપી શકો છો કે નહિં ? અને તેની સાથે વિજયસિંહ તથા નિતીસિંહ તરફથી તમારાપર જે જે અપરાધો આરોપણ કરવામાં આવેલ છે; તે તે અપરાધો તમો આ સ્થળે માન્ય રાખી શકો છો કે નહીં ? બસ. અત્યારેતો એટલાજ પ્રશ્નો તમારા માટે બસ છે.

સમગ્ર પ્રજા વિજયસિંહ અને નિતાસિંહનાં કાળા કૃત્યોથી જાણીતી હોવાને લીધે, સત્યપ્રિય તરફથી તેમને પુછવામાં આવેલા પ્રશ્નો વિષે તેઓને આશ્ચર્ય પામવા જેવું કાંઇ રહ્યું નહોતું. પણ જ્યારે મધુરાદેવીને ઉકત પ્રશ્નો પુછવામાં આવ્યા, ત્યારે તેઓનું ધ્યાન મધુરાદેવી તરફ આકર્ષાઇ રહ્યું હતું. મધુરાદેવી કે જે એક સાધવી સ્ત્રી, આવા ઘોર કૃત્યોમાં સામેલ રહી શકે, એમ માનવાને સમગ્ર પ્રજાનું હ્રદય તેઓને ના પાડતું હતું. વિચીક્ષણ નૃપતિ આ ઘટના કળી જવા પામ્યો હતો. આથી મધુરાદેવી શું જવાબ આપે છે, ત્યાર પછી જરૂર પડયે બીજા પુરાવાઓ રજુ કરી. છેવટનાં નિર્ણય માટે પ્રજાવર્ગને એક મુંગો ઇસારો કરવાની તેને જરૂર પડી હતી.

મધુરાદેવીએ જણાવ્યું કે—પ્રબળ ભાગ્યવાન નૃપતિ! મારો વિતીપાત અર્થસૂચક છે. આપે અને મારી સમગ્ર જ્ઞાતીએ જો મને હડસેલો ન માર્યો હત, તો આવું ભયંકર પરિણામ ભાગ્યેજ આવત. અત્રે ઉપસ્થિત થએલ મારા સમગ્ર જ્ઞાતી બાંધવોનું ધ્યાન ખેંચું છું કે,—મધુરાદેવીનો પાળક પિતા મધુરાદેવીનો કર ગુણવાન માળીનાં કંઠમાં નહિં ધરતા, વૃદ્ધ જડસા રૂપ જસતમાં જડી દઇ, પોતે પોતાની સ્વાર્થાન્ધતા સિદ્ધ કરવાની અણી ઉપર છે; એવા ખબર કહો આપને કોણે પહોંચાડયા હતા? સામાજીક રૂઢી ગત અયોગ્ય સંસ્કારોની જાળમાં ફસાઈ પડેલ આ એક નિર્દોષ બાળીકા કે જેનાં ભાવી સુખનું ખુન થતું જોઇ, તેને તે ખુનમાંથી બચાવી લેવા માટે, કહો આપને કોણે નમ્ર કેણુ મોકલ્યું હતું? અને વૈધવ્ય હોળીનાં આગાહી સમાચાર પ્રદર્શક લગ્ન સમારંભનાં તે મલીન પ્રયોગને અટકાવી, એક અનાથ અબળાની વ્હારે ધાવા માટે કહો આપને કોણે આજીજી કરી હતી!

કહો! બીન સંકોચે કહો!! ઈશ્વરને હૃદયમાં હાજર રાખી કહો!!! શું આ નિર્દોષ બાળાની વ્યાજબી દાદને ભર સમુદ્રમાં ફેંકી દઈ, સામાજીક સત્વનું એક સ્વછંદાઈ ભરી રીતે ખુન કરવામાં આપે આપનાં મુબારક હાથો કલંકીત નથી કર્યા? અને ઓ કૃપાળુ રાજન? જ્ઞાતી તરફથી મને મળેલ અન્યાયનો પેગામ મારી સાથે સામેલ રાખી, ક્રૂર કસાઈની ઝગમગતી છરીથી આ એક અનાથ ગાયને બચાવી લેવા માટે મારી કરૂણાજનક સ્થિતીનું દયાજનક ચિત્ર મેં પોતે જાતે આપની સમક્ષ રજુ નહોતું કર્યું? પીત્રુ આગ અને જ્ઞાતિ દાહથી ભસ્મિભુત થતા મારા જીવનને, સહાય સલિલથી શાંત કરી, જગતમાં એક સુંદર દાખલો બેસાડી, તે દ્વારાએ મારા જેવી હજારો બાલીકાઓનાં જીગરની સુભાશિશ મેળવી લેવા માટે, મેં આપને મારો પાલવ પાથરી પાથરીને નમ્ર અરજ નહોતી ગુજારી? અને હૃદય વ્યથાનાં અગ્નિ કુંડમાં મારા વિદ્યાબળ, જ્ઞાનબળ, અને સદ્‌ગુણબળનો ભોગ અપાતો જોઈ, વખતસર મારો બચાવ કરી લેવા માટે મેં આપને અનેક કાલાવાલાઓ શું નહોતા કર્યા? કહો! સત્યને અવલંબી કહો!! પરિબ્રહ્મ પરમાત્માનો ડર હૃદયમાં હાજર રાખી કહો!!! તે વખતે જ્ઞાતિ સમાજનાં બંધારણમાં હું પોતે પડવા માગતો નથી; એવા શબ્દોનો ઉચ્ચાર શું આપે નહોતો કર્યો? પ્રભુ કૃપાથી પ્રજા રક્ષકનું પ્રતિનીધીત્વ પ્રાપ્ત થયા છતાં, તે પ્રભુની એક બાળીકાનું ક્રૂર કસાઈઓનાં હાથથી રક્ષણ કરવામાં તમોએ શું ભયંકર પ્રમાદ નથી કર્યો? અને હૃદય ભીરૂ બની, એક બાજુ દોરવાઈ જઈ, ક્ષત્રિવટને કાળો ડાગ લગાડી, કહો આપે આપની જનુનીની કુખ નથી લજાવી? નૃપતિ! પ્રબળ ભાગ્યવાન નૃપતિ!! શું કહું? પિત્રુવર્ગનાં સ્વાર્થાંધે, જ્ઞાતિનાં રૂઢ સંસ્કારે, અને

આપ નૃપતિની અક્ષમ્ય પ્રમાદ દશાએ મારાપર વૈધવ્ય દશાની જે તલવાર લટકી રહી હતી; તે તલવારે માત્ર એકાદ અઠવાડીયામાં મારા વૃદ્ધ પતિનો નાશ કરી પોતાનું પોત પ્રકાશ્યું. નૃપતિ! વૈધવ્ય દશા અરે બાળ વૈધવ્ય દશા, કેવી દુઃખદ દશા છે; તેનું ખરેખરૂં ભાન તો ત્યારેજ આપને આવી શકે કે, **આપ પોતે સ્રી જાતીમાં અવતાર ધારણ કરી બાળ વૈધવ્ય પ્રાપ્ત કરી, તેનાં દુઃખને જાતે અનુભવ કરો.** વિધવાઓને સહૃદય પુર્વક આસ્વાસન આપી તેઓને સત્ય અને નિતીનાં માર્ગે દોરી તેમનાં પ્રત્યેનો પુજ્ય ભાવ પેદા કરવો; એ પ્રાચિન રહસ્ય છે. આ સર્વ માન્ય રહસ્યનો મારા સબંધમાં ભયંકર દુસ્કાળ પડયો. આ દુઃખી હૃદય નિતી પંથે વિચરવા છતાં પણ સ્વજનોનાં વાકય બાણોથી ક્રમેક્રમે વિંધાવા લાગ્યું. આથી પરિણામ એ આવ્યું કે—જે હૃદય ચાહવું અને સહેવું એ જીવન મંત્રને સ્વીકાર કરી રહ્યું હતું, તે હૃદય સહન શક્તિની હદ કુદાવી ગયું વિચારોનું પરિવર્તનપણું સમયે સમયે થયા કરે છે. એકદા સંસારની મીઠિ કલ્પનાએ મારા હૃદય પ્રદેશપર હલ્લો કર્યો. અંતે દુઃખી હૃદય તે પંથે ઢળી પડયું. પણ મારા સદ્‌ભાગ્યે મારો તે વખતે તો બચાવ થયો, મને સમજાયું કે સંત સમાગમની સિતળ છાંયા નિચે મારૂં ડંખીત હૃદય જરા શાંત થશે. ધર્મ સ્થાનકે જવું; જ્ઞાનાદિકની અભી વૃદ્ધિ માટે આત્મભોગ આપવો; ધર્મગુરૂઓનાં વ્યાખ્યાનો સાંભળવા આ મારી દીનચર્યા થઈ પડી. રફતે રફતે ધર્માચાર્યો પણ મારી સાથે ચર્ચામાં ઉતરવા લાગ્યા. હું બીન સંકોચે તેઓની સાથે તે ચર્ચામાં ભાગ લેવા લાગી. પરંતુ અફસોસ. "એક અચંબા એસા ભયા કે જળમાં લાગી લાય." તે મુજબ ધર્માધ્યક્ષોની હૃદય ભુમીમાં અમૃતને બદલે ઝેર પેદા થતું હશે, તેનો સાક્ષાત્કાર મને ત્યાંજ થયો.

કર્મેંદ્ર નામના એક ધર્માધ્યક્ષનો મને મેળાપ થયો. તેનો જ્ઞાનાભ્યાસ, વિદ્વતા, અને તેની રહેણી કહેણીનો બાહ્ય દેખાવ અદ્વિત્ય હતો. જનતા તેની વાણીમાં મોહમુગ્ધ બની રહી હતી; તેનાં સંસર્ગમાં આવવાનું મને મન થયું. તત્વજ્ઞાનની ઉંડી ભુમિકાનું અમૃત જરૂર મારૂં પોશક થશે, એ ભાવનાંને અવલંબી તેની સેવામાં મેં મારા સર્વસ્વનો ભોગ આપ્યો. એ ઝેરી ભુજંગ પ્રથમ તો મને શાંતીની જ્ઞાનં ભુમીકા નજીક લઇ ગયો. પણ પાછળથી તેણે પોતાનું પોત પ્રકાશ્યું. એકદા લાગ જોઇ તેણે **ભોગાવળી** કર્મનું સ્વરૂપ વર્ણવતા મને કહી દીધું કે,–' જે બને છે તે માત્ર ભોગાવળી કર્મના ઉદયથીજ બને છે. આત્મા કર્મથી ભિન્ન છે. વિચારોની પ્રણાલીકા પણ તેજ કર્મને આભારી છે. ભોક્તા કર્મ છે. આત્મા તો તેનો એક નૃત્યકાર છે. સ્ત્રી દેહ. અને પુરૂષ દેહનાં સંગમ માટે પ્રેરક શક્તિનું બીજ રોપનાર પણ તેજ કર્મ છે. આથી ભોગવિલાસનાં અનેક સુખ સાધનો ઉદય પામે છે. આત્મવિલાસ અને દેહવિલાસ એ બે ભીન્ન વસ્તુ છે. દેહવિલાસમાં આત્માને લેપાવાપણું શું હોય? તો પછી સ્ત્રી પુરૂષનાં દેહવિલાસને દોશિત માનવો, એ એક જાતનું પાગલપણું છે. આત્મા ચૈતન્ય સ્વરૂપ છે. ત્યારે કર્મ અને દેહ એ બન્ને જડ છે. જડની સાથે જડનો મેળાપ સંભવિત છે; પણ જડની સાથે ચૈતન્યનો મેળાપ અસ્થાને છે. આત્મા અજર, અમર, અને અવીનાશી છે. ત્યારે કર્મ અને દેહ એ નાશવંત છે. નાશત્વની સાથે અમરતાનો મેળાપ હોઈ શકેજ નહીં. આ માનવ જીવનમાં ભોગવિલાસનાં સુખોની અણમુલી લ્હાણ, તે ભોગાવળી કર્મનું યથાર્થ સ્વરૂપ છે. ઇત્યાદિ તત્વજ્ઞાનની પ્રપંચજાળે મારા સ્ત્રી હૃદયપર વિજય મેળવ્યો અને હું મારા સંયમથી ભ્રષ્ટ થઈ, પરિણામ એ આવ્યું કે,–ક્રમેક્રમે વધતી જતી ભીન્ન

બાજ લાલસાઓને પહોંચી વળવા માટે મારે એક ભયંકર કાવત્રું હાથ કરવું પડયું. કૃપાળુ નરેશ! મારા મધુર નામની પાછળ કેવી રીતે હળાહળ ઝેર છુપાવા પામ્યું હતું, તે હવે આપ સારી રીતે જાણી શકયા હશો. શું આ ઘટનાં માટે પણ આપ અને મારો સ્વધર્મી સમાજ જવાબદાર નથી? શા માટે યોગ્ય ચિકીત્સા કર્યા સિવાય, તે ડોળઘાલુ ધર્માધ્યક્ષને સત્યવતિમાં પ્રવેશ કરવાની પરવાનગી આપી, જનતાનુ ભવિષ્ય તેનાં હાથમાં આપને વેચી નાખવું પડયું હતું? અને શા માટે સત્યાસત્યનું પ્રથકરણ કર્યા સિવાય, ધર્મગુરૂનાં નામ પાછળ ગાડરીયા પ્રવાહની માફક મરી ફીટવાનું હાસ્યજનક ચિત્ર ખડું કરી, મારી ધર્મઘેલી સમાજે ઉકત નામધારી ધર્મગુરૂનો સત્કાર કર્યો હતો? રાજન! **ધર્મગુરૂની વાણી એ પ્રભુની વાણી; ધર્મગુરૂનો આદેશ એ પ્રભુનો આદેશ; અને ધર્મગુરૂનું કર્તવ્ય એ પ્રભુનું કર્તવ્ય.** એવી અંધશ્રદ્ધામાં સર્વસ્વનો ભોગ આપનાર કોઈ પણ ધર્મઘેલી સમાજ પોતાનામાં ક્ષય નામનું એક ઝેરી તત્વ પોતેજ આમેજ કરે છે. એ નિર્વીવાદ છે. મારી સ્વધર્મી સમાજે પણ તેમજ કર્યું હતું. જેનાં હૃદય પ્રદેશમાં સંપુર્ણ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અને અપરિગ્રહતાનો વાસ હોય; જેનામાં નય, નિક્ષેપા, મુળગુણ, અને ઉતરગુણની ચારિત્ર પ્રભા જળવાઈ રહેલ હોય. અને જેનામાં ધર્મ સિદ્ધાંતનાં મુળ રહસ્યને અવલંબી પ્રભુ આદેશ માટે મરી ફીટવાની કળાનો ઉદય થવા પામ્યો હોય, તેવા પ્રાતઃસ્મણિય પવિત્ર ધર્મગુરૂઓની તો બલીહારી છે. પણ જે માત્ર નામધારી બની, સમસ્ત જગતપર પોતાની મલીન જાળ બીછાવી, અમાનુષી કર્તવ્યોને જન્મ આપે છે; તેવાઓને યોગ્ય ચિકીત્સા કર્યા સિવાય કોઈપણ જાતનો આશ્રય આપવો એજ અતિ દુઃખનો વિષય છે.

પાપી કર્મેન્દ્રનાં સંસર્ગથી મારો સંપુર્ણ વિનીપાત થઈ ચુકયો. આથી પરિણામ એ આવ્યું કે, મારામાં કેટલીક રાક્ષસી ભાવનાઓએ પ્રવેશ કર્યો. આજે સમસ્ત જગત્ મારા નામપર જે ધિક્કાર વરસાવી રહેલ છે તે યોગ્યજ છે. સત્યવતિનાં આત્માપર અજ્ઞાનનો અંતરપટ મેં બીછાવેલ હોવાથી, કદાચ તે મારો દાવપેચ કળી જવા પામે નહિં એ સ્વાભાવિક છે. ઉતરોત્તર અનેક લાલસાએ મારૂં જીવન સત્વ લુંટી લીધું. અને સેવાનાં સૂર નિચે મારો બેસૂરો તાલ નીકળવા લાગ્યો. આથી એ બન્યું કે–સત્યવતિને સ્વર્ગ બનાવવાની આપની ઉંચ અભીલાશાનો મારે નિરૂપાયે ઘાત કરવો પડયો. રાજન! મારી જીવન ડાયરીપર આટલો પ્રકાશ પાડી હવે હું આપનાં પ્રશ્નનો ક્રમવાર જવાબ આપીશ.

આપનાં પ્રથમ પ્રશ્નનનાં જવાબમાં મારે જણાવવું જોઇએ કે–અતિવૃષ્ટિનાં ભય વખતે દુઃખીઓને દિલાસો આપવામાં, વકતૃત્વ કળાથી પ્રજાને રીઝવી તેનો ચાહ મેળવવામાં, અને સ્ત્રી સમાજોન્નત્તિ સંસ્થાઓનાં ઉદય માટે ભગીરથ પ્રયત્ન આદરવામાં, મારો ખાસ આશય પ્રજાપ્રેમનું આકર્ષણ કરી પ્રથમ તેનો પુજ્યભાવ મેળવી લેવાનો હતો; સ્વિદુશીપણાની ભાવના ને જન્મ આપવામાં, નૈતીક કાર્યોની હયાતી સ્વીકારી લેવામાં, અને વાણીની સત્યતા કાયમ રાખવામાં, મારી આંતર જીજ્ઞાસા પ્રજાનાં ઉકત પુજ્યભાવને વિશેષ મક્કમતા અર્પવાની હતી; અને ધનાઢય કુટુંબોમાં પ્રવેશ કરી તેની રગેરગ પિછાની લેવામાં, લોકબળની પ્રબળ શક્તિનું માપ લઈ તેનું અધ્યક્ષપદ અંગીકાર કરવામાં, અને વિજયસિંહ તથા નિતીસિંહની બુદ્ધિમતા નિહાળી તેનાં અભ્યુદય માટે ભગીરથ પ્રયત્ન આદરવામાં મારી હૃદય ઇચ્છા સમગ્ર પ્રજાબળનું

યથાર્થ માપ અનુભવ્યા પછી, રાજકુટુંબમાં પગપેસારો કરવાની હતી. રાજન! હું કબુલ કરૂં છું કે આ આંતર ઘટના નીચે સ્વાર્થાંધતાનાં ઘણાં ખેલો હું ખેલી રહી હતી છેવટે હું મારા કાર્યમાં ફાવી શકી, અને મારી વિજયગિષાએ મને વિશેષ પ્રોત્સાહન પ્રેર્યું. આથી પરિણામ એ આવ્યું કે, સત્યવતિનાં રમ્ય પ્રદેશપર એક જીવતું નર્કાગાર ખડું કરવા માટે હું ભાગ્યશાળી થઈ.

આપનાં બીજા પ્રશ્નનાં પ્રત્યુત્તરમાં મારે જણાવવું જોઇએ કે— મનુષ્ય વધ, ભુતાવળી પ્રયોગ, અને ખુનિ પ્રવૃત્તિનાં પોશક તરીકે મારૂં નામ જે આગળ આવે છે; વ્યભિચારનું પીઠું, ગુપ્તચરોની કતલ, અને પ્રબળસિંહનો નાશ કે જેના માટેની ભયંકર કાર્યપ્રણાલિકાનાં ઉત્પાદક તરીકે મારા નામની જે જાહેરાત અપાઈ ચુકી છે; અને નગરશેઠની સ્ત્રીનાં ખુન માટેનો આદેશ, એકાદ ભયંકર કાવત્રા માટે કાળા કૃત્યની આગાહી, અને સત્સવતિનાં શ્રોણીત ભક્ષણ માટે એક અસ્ખલિત વિચાર યોજના, કે જેનાં પોશક માટે મારા નામની જે આગાહી આગળ ધરવામાં આવી છે; તે યથાર્થ છે. હું કબુલ કરૂં છું કે—એ સર્વ અપરાધોની જન્મદાતા હું પોતેજ છું.

આપનાં ત્રીજા પ્રશ્નના જવાબમાં મારે કહેવું જોઇએ કે— શ્રૃંગાર રસનો અમાનુષિ પ્રયોગ, સ્ત્રી હરણની હૃદયભેદક યોજના, અને અત્યાચારની ઉતાસણીનો ભયંકર પ્રકોપ કે જેનાં ઉદય માટે એક અક્ષમ્ય અપરાધ મારા શીરપર આવી પડયો છે; પ્રજા અવાજને દાબી દેવા માટેનો કાર્યક્રમ, વિજયસિંહનાં રાજ્યાભીષેક માટેની તૈયારી, અને સત્સવતિને તોપોનાં અસ્ખલીત મારથી મહાત કરવા માટેનો પોગ્રામ કે જેનાં વિજય માટે એક પ્રખર તહોમત મારાપર લાગુ

પાડવામાં આવ્યું છે; અને મારા બાળ સાથીઓની કતલ માટે એક ભયંકર યોજના, સત્યવતિનાં વિજયધ્વજ પર મારા નામનું આરોપણ કરવા માટે એક ઇંદ્રજાળી ઘટના, અને સંપુર્ણ વિઘ્ન રહીત માંટે લલિતાનો ઘાટ ઘડવાની એક કાર્યપ્રણાલીકા કે જેનાં ભયંકર ગુનાહ માટે મારૂં નામ આગળ કરવામાં આવ્યું છે; તે યોગ્યજ છે. એટલુંજ નહિં પણ, વિજયસિંહ તથા નિતીસિંહ તરફથી મારાપર જે જે અપરાધો રજુ કરવામાં આવ્યા છે, તે તે અપરાધોનો પણ હું આ સ્થળે સ્વિકાર કરૂં છું.

મધુરાદેવીની જીવન ડાયરીનો પ્રકાશ થતાં, તેનાં દરેક પ્રત્યુત્તરની મહારાજા સત્યપ્રિયે ભારે અજાયબીની સાથે યોગ્ય નોંધ લીધી. રાજ કુટુંબ આદિ સમગ્ર સભાજનો આશ્ચર્ય ચકીત થયા; મધુરાદેવીને કેદ કરવાનું સત્ય કારણ હવે પ્રજાવર્ગથી અજાણ્યું રહેવા પામ્યું નહીં; ન્યાયદેવની હૃદય ભુમીકા અંતર પીડાથી છીન્નભીન્ન થવા લાગી; વફાદાર પ્રજાના શોચનો પાર રહ્યો નહિં; કેશના પરિણામની ભયંકર આગાહી સર્વ કોઇ કલ્પી શકયું; સર્વત્ર શુન્યકાર વ્યાપી રહ્યો, મધુરાદેવીની જ્ઞાતિ સમાજનું નૂર ઝાંખું પડવા લાગ્યું; નગરશેઠનાં મુખચંદ્ર પર શ્યામતા છવાઈ રહી; ભાનુમતિ વિગેરે વિજેતા વ્યક્તિઓમાં એક પ્રકારની ચિંતાનો આવિર્ભાવ પેદા થયો; અને હવે પછી શું થશે, તે જોવા જાણવા માટે સર્વ કોઇની અધીરતા વધી પડી.

"મધુરાદેવી! તમારી જીવન ડાયરીએ તો હદ વાળી. મને, રાજકુટુંબને, અને સમગ્ર પ્રજા મંડળને તમે આજે સત્યનું ભાન કરાવ્યું; અમારી ડુબતી જીવનનૌકા આજે તમે બચાવી લીધી; સત્યનાં પ્રકાશ માટે સ્વાનુભવનો કીમતી પાઠ આજે તમે અમારી દૃષ્ટિ સનમુખ

અડો કર્યો; અને સર્વ પાપભાગી આત્માઓને પશ્ચાતાપની અગ્નીનું આજે તમે દિગ્દર્શન કરાવ્યું આ વખતે હું તમને મુક્ત કરી માન સહીત યોગ્ય આસન આપવાનું જાહેર કરૂં છું સાથે સાથે એટલું પણ હું તમારી પાસેથી માગી લઉં છું કે કેટલાક પ્રશ્નનો સત્ય પ્રત્યુત્તર આપી, મને આ કેસનાં સત્ય પ માટે મારા તમે એક સહાયક બનશો." સત્યપ્રિયે પ્રસન્ન વદને જ

"કૃપાળુ નરેશ! આપનો સતકાર હું શિરોચ્ચરમ ગણું છ મારી કપટયુક્તિનાં ભોગ થઈ પડેલ વિજયસિંહ આદી કેદીઓ સુધી બંધનમાં જકડાઇ રહેલ છે, ત્યાં સુધી મને પોતાને બંધન અધીકાર હોઈ શકેજ નહિં..તેઓનું જીવન સત્વ ચુસી લે પોતે એક ઝેરી નાગણ છું. નૃપતિ! પ્રબળ ભાગ્યવાન નૃપતિ પોતે મારા વિનાશ માટે અધોગતિની ખાઈ ખોદી રાખેલ હે હવે મારો કિંચીત માત્ર પણ ઉદ્ધાર થવો એ અસંભવીત છે. હું એ પણ જાહેર કરવા માગું છું કે,–કેસની યોગ્ય સરળતા સુધી હાથ ન લાગે ત્યાં સુધી, વિજયસિંહ આદી કેદીઓને મુક્ત કરવાની ઉતાવળ કરવી; એ પણ એક જબરૂં સાહસ મધુરાદેવીએ પોતાનો અભીપ્રાય જાહેર કર્યો.

"ગત પુર્ણિમાનાં દિવસે શહેરની પ્રતિષ્ઠીત સ્ત્રીઓનું એક યક્ષ દેવના દર્શનાર્થે જતાં તે દેવળની અંદર ગુમ થયાના જે ચાર ચોમેર પ્રસરી રહ્યા હતા; તેમાં સત્ય શું હતું?" સત્યપ્રિયે પ્ર

"ગુપ્તચર મારફત મને ખબર મળ્યા હતા કે,–દેવી ભ શહેરની પ્રતિષ્ઠીત સ્ત્રીઓની સાથે યક્ષદેવના દર્શનાર્થે નીકળી

છે. આ ખબરથી દેવી ભાનુમતિને સપડાવવા માટેનો આ એક સુયોગ છે; એમ ધારી મેં મારી કપટ યંત્રણાંનો યથાર્થ ઉપયોગ કર્યો હતો. મળેલા શિકાર માટેનું સંગ્રહસ્થાન દેવળ મધ્યેનો ગુપ્ત ભુમી પ્રદેશ હતો. તેઓની ભવ્યતાનો નાશ કરવા માટે વિજયસિંહ તથા નિતીસિંહને જ્યારે ગુપ્ત લેબાસમાં મેં તેઓની સમક્ષ હાજર કર્યાં હતા, ત્યારે મને જણાયું કે, ભાનુમતિનાં નામે હું છેતરાએલી છું; પણ હવે તેમાંની એક પણ વ્યકિતને મુકત કરવાનું મને કોઇપણ રીતે પાલવી શકે તેમ હતું નહીં. આખર તેઓ સર્વનો વધ થયો હતો. ખોટી બાતમી આપનાર ગુપ્તચર પણ એજ શિક્ષાને પ્રાપ્ત થયો હતો. આ દરેક ઘટનાં ભુતાદિક ઉપદ્રવને આભારી છે, એવું ગપગેઝેટ સત્યવતિનાં ખુણે ખુણે પ્રગટ કરવા માટે, મારા તરફથી વિજસિંહ અને નિતીસિંહને આજ્ઞા અપાઇ ચુકી હતી. મારી તે આજ્ઞાનો અમલ બરાબર થઇ ચુકયો હતો. મારા બાળ સાથીઓએ આ કાર્યમાં ભારે જહેમત ઉઠાવી હતી. પુજારી અને દ્વારપાળનો સહયોગ પણ સ્વિકારવામાં આવ્યો હતો. કૃપાળુ નરેશ! આ ઘટના માટે હું પોતે જવાબદાર છું. કેમકે વિજય-સિંહ આદિ સર્વ કોઇ એતો મારા આજ્ઞાધારક કર્માચારીયો હતા." મધુરાદેવીએ નિખાલસ હૃદયથી જવાબ આપ્યો.

"કાલીઘાટની બીચ ઝાડીમાં ભાનુમતિ અને પહાડસિંહને સપ-ડાવી, જ્યારે તમારા તરફથી દ્વંદ યુદ્ધની રચના કરવામાં આવી, ત્યારે તમારા માણુસો પૈકી કોઇના મુખમાં બકરાનું કલેવર, કોઈની ડોકમાં મૃત પક્ષીઓની માળા, અને કોઇના હસ્તમાં મૃત મનુષ્ય દેહનું હાડ-પિંજર જોવાંમાં આવતું હતું તો એના માટે શું ખુલાસો છે? વળી ત્યાં અગ્નિના ભડકાઓ થવા; તોપોની માફક બુલંદ અવાજોનું પેદા થવું;

લોહીનો વરસાદ વરસવો; અને માંસાદિક પદાર્થોનું નીચે ખરી પડવું; ઈત્યાદિ ભયપ્રદ દેખાવો માટે તમારૂં શું કહેવું છે?" સત્યપ્રિયે પુનઃ પ્રશ્ન કર્યો.

"ભાનુમતિ અને પહાડસિંહ ભુતાદિક ઉપદ્રવની તપાસ માટે નીકળી ચુકેલ હોવાથી, કાલીઘાટની ઘીચ ઝાડીમાં તેણે પ્રવેશ કર્યો છે, એવા ખબર ખાસ મને મારા એક વિશ્વાસુ અનુચર માર્ફત મળી ચુકયા હતા. શિકાર હાથમાંથી છટકવા પામે નહીં, તેના માટે જોઈતી દરેક તૈયારી મેં કરી લીધી હતી. પુરૂષપણાનાં અવગુંથનથી કેટલાક સૈન્યકોની સાથે, મેં તે ઘીચ ઝાડીમાં અગાઉથી પડાવ નાખ્યો હતો. આથી અલ્પ સમયમાં અમારો ભેટો થવા પામ્યો હતો. અમારો પરાભવ નજીક છે, એમ જાણી અમે અમારો કૃત્રીમ ભુતાવળી પ્રયોગ તે યુદ્ધમાં આમેજ કરી દીધો. આ પ્રયોગ માટે રાત્રીનો ટાઇમ અમોને વધારે અનુકુળ થઈ પડયો. બકરાનું કલેવર અને મૃત પક્ષીઓની માળા એ માત્ર ભીન્નભીન્ન રંગોવાળા રૂ અને કપડાની આકૃતીઓ હતી. મૃત માનવ દેહનું હાડપિંજર પણ એવીજ એકાદ ઘટનાને તે આભારી હતું. અગ્નિના ભડકાઓ માટે રાળનો ઉપયોગ, લોહીનાં વરસાદ માટે પોથીનાં પાણીનો ઉપયોગ, અને માંસાદિક પદાર્થો માટે પોથીના રંગથી લેપાએલ ધૃતપુર્ણ પડસુદીના લોચાનો ઉપયોગ; એ પ્રમાણે અમારી કૃત્રીમ ઘટના હતી." મધુરાદેવીએ સત્ય હકીકત જાહેર કરતાં જણાવ્યું.

ભાનુમતિનો તમારાપર વિશેષ પ્યાર હોવા છતાં, તેમનાં પ્રત્યેનો તમારો આટલો બધો વૈરભાવ કયા કારણને આભારી છે?" સત્યપ્રિયે કહ્યું.

"ભાનુમતિ એ વીરત્વની જીવતિ જાગતી પ્રતિમા છે. એ હું બરાબર જોઈ શકી હતી. અમારૂં મંડળ દરેક અમાનુષિ કૃત્યનાં વિજય માટે પ્રથમ તેનોજ પરાભવ ઇચ્છી રહ્યું હતું." મધુરાદેવીએ જવાબ આપ્યો.

"પ્રબળસિંહની કતલ માટે જે યોજના હાથ ધરવામાં આવી હતી, તેમાં તમારો ગુપ્ત હેતુ શો હતો?" સત્યપ્રિયે પુછ્યું.

"પુરાણી વાવમાંની અમારી કત્રીમ યોજનાનું યથાર્થ સ્વરૂપ તેઓશ્રી ગુપ્તવેશે જોઇ શક્યા હતા. આ બાબતની અમોને બાતમી મળતાં તે કંટકને દુર કરી, અમારે અમારો માર્ગ સાફ કરી નાખવોજ જોઇએ." મધુરાદેવીએ જણાવ્યું.

"રાજકૌમારીકાઓના હરણ વખતે એક છુપા લશ્કરની જે ગોઠવણ કરવામાં આવી હતી; તે કયા કારણને અનુસરી હતી?" સત્યપ્રિયે પ્રશ્ન કર્યો.

"વિજયસિંહ અને નિતીસિંહની નજર તેનાંપર ઠરી હતી. રાજકુટુંબના અતિ પરિચયને લઇ તેઓ પોતાની જાળ બીછાવી શક્યા હતા. યોગ્ય સમય પ્રાપ્ત થતાં રાજકૌમારીકાઓનાં હરણની સાથે આપનો પણ નાશ કરવા માટેની પ્રવૃત્તિ તેણે હાથ ધરી હતી, અનિવાર્ય વિટંબનાને પોંચી વળવા માટે, ભુતાદિકની કત્રીમ પ્રવૃત્તિનો અભ્યુદય ઇચ્છિ, તેણે પોતાના માણસોને છુપા લેબાસમાં તૈયાર રાખેલા હતા." મધુરાદેવીએ પ્રત્યુત્તર આપ્યો.

મધુરાદેવીના દરેક જવાબોની યોગ્ય નોંધ લઈ બાકીનાં અપરાધી પુજારી અને દ્વારપાળની યોગ્ય તપાસ હાથ ધરવામાં આવી.

"પુજારી અને દ્વારપાળ! સત્યવતિએ તમારી માતૃભુમી છે. **जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसी** જન્મ ભુમીમાં રહીને તે જનુનીની સેવા કરવી, તેના જેવું સ્વર્ગનું સુખ બીજું કયું હોઇ શકે? આ સુખને તમોએ જતું કર્યું, તમારી તે માતૃભુમી તમારી પાસેથી સેવાની આશા રાખે એ સ્વાભાવિક છે. તે માતૃભુમીની આશાનો જવાબ તમોએ કેવો આપ્યો. એ હવે તમારાથી અજાણ્યું રહેવા પામ્યું નથી. ઉક્ત મંડળની દરેક ઘટનાનાં સહાયંકો તરીકે તમારા નામો આગળ આવે છે. મધુરાદેવી આદિ સર્વ કોઈ તરફથી તમારાપર જે જે આરોપો રજુ થાય છે, તે તમોને માન્ય હોવા જોઇએ. ઇંદુમતિ અને પ્રબળસિંહપર જે તમોએ ગોળીબહાર કર્યો હતો, એ તમારી ગુપ્ત યંત્રણાંના કાર્યક્રમનેજ આભારી હશે. મધુરાદેવીની મોહજાળમાં સ્વાર્થાંધતાને લઈ તમારે સપડાવું પડયું હશે, અને માનવ જીવનની સાચી લહાણને, અધમતાની પરાકાષ્ટાએ પહોંચાડી, કાળા કર્મનાં અભ્યુદય માટે તમારે આત્મભોગ આપવો પડયો હશે?" સત્યપ્રિયે પુછ્યું.

"અમે માતૃભુમીનાં ઘાતક છીએ. મધુરાદેવીનાં સહવાસને લઇ અમારે ઘોર કૃત્યોના ઉત્પાદક થવું પડયું છે. અમારાપર જે આરોપો આ ન્યાયાસન સમક્ષ રજુ કરવામાં આવેલ છે તે અમારે માન્ય છે.. ટુંકામાં અમારા રાક્ષસી જીવનનો યોગ્ય પુરાવો એ અમારા કાર્યો છે." ઉભયે જવાબ આપ્યો.

બસ થયું; યોગ્ય તપાસ થઈ ચુકી; પ્રથમ ભુલ મારી છે. એમ મહારાજા સત્યપ્રિયને જણાયું; સત્યવતિનું સિંહાસન કુમાર પ્રબળસિંહને સોંપી પોતે બાકીનું જીવન પ્રભુ સ્તવનમાં ગુજારવું એમ નક્કી

ગયું; શાહ જેસલનો દાખલો યાદ કરી મધુરાદેવીને ઉદાર દીલથી માફી આપવામાં આવી; મધુરાદેવીએ પોતાનું બાકી રહેલું જીવન દુઃખી વિધવા બ્હેનોની સેવામાં અર્પણ કરી દીધું; વિજયસિંહ આદિ ગુનેહગારોને આસન કેદમાં રાખી, તેઓના જીવનની ઉન્નત દશા માટે એક ચારિત્રસંપન્ન ઉપદેશકની નિમણુક કરવામાં આવી; પાછળથી પોતાની ભુલ સમજી તેઓએ સત્યવતિના ઉદ્ધાર માટે અસિમ આત્મ ભોગ આપ્યો; મધુરાદેવીની જ્ઞાતિ સમાજે વૃદ્ધવિવાહ, કન્યાવિક્રય, બાળ લગ્ન, વરવિક્રય, કજોડા આદિની મજબુત પ્રથાને હમેશને માટે તિલાંજલી આપી, પોતે પોતાનું પ્રાયશ્ચિત કરી લીધું; અન્ય સમાજોએ પણ તેનું અનુકરણ કર્યું; પ્રબળસિંહ અને ઇંદુમતિનાં સ્નેહ લગ્નને દેહ લગ્નથી જોડી દેવામાં આવ્યું; આ દંપત્તિએ સત્યવતિમાં સાચું સ્વર્ગ ઉતારવા માટે ભારે જહેમત ઉઠાવી લીધી. પહાડસિંહ અને લલિતાનો ઉભય સમાગમ લગ્નગાંઠથી પવિત્ર કરી, તેઓની આજીવિકા માટે રાજ્ય આવકમાંથી સોળમો હીસો નક્કી કરવામાં આવ્યો; પોતાની કરોડોની દોલત આ દંપત્તિએ સત્યવતિના દુઃખી આત્માઓની સેવામાં અર્પણ કરી, પ્રબળસિંહ અને ઇંદુમતિની સાથે સેવાનું કાર્ય તેઓએ આરંભી દીધું; પેથુમલજીને રાજમંત્રી સ્થાપી લાખોના શિરપાવની સાથે, તેની જપ્ત થએલ જાગીર ઉપરાંત એક પચાસ ગામનો સુંદર મહાલ તેઓને અર્પણ કરવામાં આવ્યો; આ પેથુમલજીએ પોતાની સત્તાનો યથાર્થ ઉપયોગ કરી, રાજ્ય પ્રકરણી વિપયોનાં ગર્ભપ્રદેશમાં જે અંધાધુનીની વ્યાપક શક્તિનો મજબુત પગ પેસારો થવા પામ્યો હતો, તેના વિનાશ માટે તેણે ભગીરથ પ્રયત્ન આદરી દીધો; વિમળા અને સરલાનું ભવિષ્ય પેથુમલજીનાં ઉભય વીરપુત્રોની સાથે જોડી દેવામાં આવ્યું; આ દંપત્તિઓએ રાષ્ટ્રસેવા માટે યોગ્ય ક્ષેત્ર તૈયાર કરી, એક આદર્શ

કુટુંબ કેટલું આદર્શિય છે, તે બતાવી આપવા માટે પોતાની સમસ્ત શકિતનો યથાર્થ ઉપયોગ તેઓએ શરૂ કરી દીધો; ભાનુમતિએ વિધવાઓને જગતની સાચી સેવીકાઓ બનાવવા માટે, એક 'સેવીકાગૃહ' ખુલ્લું મુકી, પોતાની કરોડોની દોલત તેના નિભાવ ફંડ માટે અર્પી દઈ, તેની દરેક વ્યવસ્થાનું જોખમદારી કાર્ય પોતે જાતે ઉપાડી લીધું; આ કાર્યમાં મધુરાદેવીનો સહકાર પાછળથી ઇચ્છિવામાં આવ્યો. અને ભુતાવળની કૃત્રીમ યોજના નીચેની દરેક ધટનાં જાણી લેવા માટે, દરેક ગુપ્ત સ્થળોની મુલાકાતનો લાભ સમગ્ર પ્રજાને આપવામાં આવ્યો; આથી સત્યનું યથાર્થ ભાન તે પ્રજાને થવા પામ્યું

છેવટે સત્યવતિમાં સત્યનો સૂર સંભળાયો; અને સાચું સ્વર્ગ આ ભુમીપર ઉતરી આવ્યું.

## ૐ શાંતિ! શાંતિ!! શાંતિ!!!



# એક અમૂલ્ય તક, જરૂર વાંચો.

અત્યારે આપણો ભારત પ્રદેશ અનેક જાતના વ્હેમોથી છિન્નભિન્ન થતો જોવામાં આવે છે. જરા માથું દુઃખે તો કોઇની નજર પડયાનો વ્હેમ; જરા પાચન શક્તિ મંદ જણાય તો કોઇ કામણ દુમણનો વ્હેમ; જરા મગજમાં ભ્રમ દશા થાય તો કોઇ મંત્ર જંત્રનો વ્હેમ; જરા દસ્તમાં કબજીયાત જણાય તો કોઇ દોરા–ધાગાનો વ્હેમ; જરા પેટમાં દુઃખાવો ઉપડે તો કોઈ બાવા અતિતનો વ્હેમ; જરા છાતીમાં સુળ જેવું જણાય તો કોઈ દેવી દેવલાનો વ્હેમ; જરા ભયંકર માંદગી ભોગવવી પડે તો કોઇ નામધારી સાધુ મહાત્માઓનો વ્હેમ; જરા ભોજન લેતી વખતે કોઇ ભિક્ષુકાદિનો વ્હેમ; જરા સ્વાદિષ્ટ પાનો લેતી વખતે કોઈ ગરિબાદિનો વ્હેમ; જરા દેહને વસ્ત્રાભુષણોથી સજતી વખતે કોઇ ફકિરાદિનો વ્હેમ; જરા શિર કેશ સમારતી વખતે કોઈ મુંડિત અનાથ અબળાનો વ્હેમ; જરા શુભ સ્થાને જતી વખતે કોઇ વ્યાધિગ્રસ્ત વિધવા દર્શનનો વ્હેમ, જરા સમાજોન્નત્તિ શુભ વિચારોની આપલેમાં કોઈ વૈભવશાળી સમર્થ વ્યક્તિનો વ્હેમ; અને જરા વ્હાલાઓનાં ચિરકાળ વિયોગ દુઃખને લીધે કોઈના શ્રાપનો વ્હેમ; ઇત્યાદિ અનેક પ્રકારનાં વ્હેમો આ ભારત પ્રદેશ પર જુદે જુદે ઠેકાણે જુદા જુદા રૂપમાં દ્રષ્ટિગોચર થાય છે.

ઉપરના વ્હેમોથી સદાને માટે બચવું હોય; સેંકડો પસાની બરબાદીમાંથી અલગ થવું હોય; અને વિચાર, વાણી, વર્તનની થતી ખુવારીમાંથી ચિરકાળને માટે છુટવું હોય તો અમારૂં લખેલ—

**" વ્હેમનો વિનાશ અને સત્યનો ઉદય ભા. ૧."**

**એ પુસ્તક જરૂર વાંચો.** કિ. રૂા. ૧–૦–૦ પોસ્ટેજ જુદું.

અત્યારનો જમાનો અંધશ્રદ્ધાનો નથી પણ વિચારનો છે. ભુત પ્રેતાદિની ભ્રમણામાં આત્મ શક્તિનું ધોળે દિવસ ખુન કરવું એ આજનાં વિચાર પ્રગતિનાં જમાનાને હવે કોઈબી રીતે પાલવી શકે તેમ નથી વસ્તુ સ્થિતી પર નજર ફેરવી, તેનું મુળ કારણ સોધી કાઢવા માટે પ્રયત્નશિલ થવું જોઇએ.

**લખો— મંગળજી હરજીવન ચિતલીઆ જૈન બુકસેલર,**
**માંગરોળ બંદર–(કાઠીયાવાડ).**

## કોઇપણ શુભ પ્રસંગે લ્હાણી, પ્રભાવના, કે ઇનામ માટે ઉત્તમ પુસ્તકો અમારી પાસે નિચે મુજબ તૈયાર છે.

"**વ્હેમનો વિનાશ અને સત્યનો ઉદય ભા. ૧**"—જેઓએ ભુત. પ્રેત, પિસાચ, ડાકિણી, સાકિણી, જન, કે મામાના વળગાડથી હતાશ પામી સેંકડાં રૂપિઆની સાથે તન, મનની પણ ખુવારી કરી છે. તેઓએ માત્ર આ એકજ પુસ્તક પોતાની પાસે રાખી તેનું એકાગ્ર ચિત્તે વાંચન, મનન, અને નિદીધ્યાસન કરવું આથી જરૂર ઉપરનાં પલિતા દુર નાસશે. આ ચમત્કાર કાંઈ જેવો તેવો નથી. દરેક સ્ત્રી, પુરૂષ, અને બાળકોએ આ પુસ્તકને એક જીવનની કિંમતી વસ્તુ ગણી તેને એક જીવનના સાથી તરીકે સંગ્રહી રાખવા યોગ્ય છે. પાકુ પુંઠુ સુંદર કાગળ છતાં કિ. રૂા. ૧—૦—૦ દસ પ્રતથી વધુ બાર આના લેખે.

"**રાગ દ્વેષના યજ્ઞ કુંડમાં ભારતી સંતાનોનું બલિદાન**"—ત્યાગનાં બ્હાનાં નિચે રાગદ્વેષથી રહિતપણાનો દાવો ધારણ કરનાર નિઃસ્વાર્થનાં પડદા પાછળ ભોળી જનસમાજને ચુસી લેવા માટે કેવી નૃત્યકળાનો વિસ્તાર કરે છે તે જાણવું હોય તો આ પુસ્તક જરૂર વાંચો, કિ. ૦—૩—૦ સો ના રૂા. ૧૨ાા.

"**પ્રતિક્રમણ સૂત્ર અર્થ સંવાદો સહિત આવૃત્તી ૪ ચોથી**"—પ્રતિક્રમણ એટલે શું? શા માટે છે? તેની શી જરૂર છે? એથી લાભ શું? ક્યારે થઈ શકે? કેવી સ્થિતીમાં થઈ શકે? કરણ કોટી એટલે શું? યોગ, ભક્તિ, અને પ્રાર્થનાનો સંબંધ તેની સાથે કેવો છે? જ્ઞાન, દર્શન,

ચારિત્ર, અને તપનાં ઐાઝસતા તેમાંથી કેવી રીતે પ્રસરી રહે છે. અને દાન, શિલ, તપ, તથા ભાવથી થતું આત્મિક આંદોલન યોગ્ય ધ્રુજરી ઉત્પન્ન કરવા માટે તેનાથી કેવું ભાગ્યશાળી બને છે તે અનુભવવું હોય તો આ પુસ્તક જીવનનાં અભ્યાસ માટે ઉપયોગી છે. સંવાદોની સંકલનાં ઉપરનાં વિષયોથી ભરપુર છે કાઠીયાવાડ, ગુજરાત આદિ પ્રદેશોની દરેક સ્થા૦ જૈનશાળામાં આનો ઉપયોગ કરવામાં આવે છે કિ. ૦–૬–૦ સોના રૂ. ૨૫

**"સામાયિક સૂત્ર અર્થ સંવાદો સહિત આવૃતી ૪ ચોથી"**—સમભાવને આપનારૂ, દુઃખી દેખાતી દુનિઆને પ્રેમનો ઘુંટડો પાનારૂં, અને મૃત્યુલોકમાં સિદ્ધનાં સુખનો નમુનો બતાવનારૂં યોગ્ય સંવાદોથી ભરપુર છતાં કિ. ૦–૧–૦ સોના રૂા. ૬–૦–૦.

**"જ્ઞાનભંડાર ભા. ૧"**—આ પુસ્તક જૈનધર્મનાં દોહનરૂપ છે; તત્વજ્ઞાનથી ભરપુર છે; ધાર્મિક જ્ઞાનનો ઝરો છે; સૂત્ર સિદ્ધાંતોના સાર રૂપ છે; જૈનીઝમનાં પાયારૂપ છે; આત્મ સ્વરૂપનો ખજાનો છે; સ્વભાવનાં પ્રથક્કરણ રૂપ છે; જડ ચૈતન્યની શક્તિ પ્રદર્શક છે; અને મહા પુરૂષોનાં અનુભવોની એ પ્રસાદિમક છે. કિ. ૧–૮–૦.

**"જ્ઞાનસાગર"**—(આવૃતી ૫ મી.) આમાં સામાયિક ને પ્રતિક્રમણ અર્થ સહિત; છકાયનું વર્ણન; દોહરાવાળું નવ તત્વ; આત્મ સિદ્ધી શાસ્ત્ર; રત્નાકર પચિસી; લઘુડંડક, ગતાગત; ગુણસ્થાનક; કર્મ પ્રકૃતિ; ભક્તામર; જીનાતરા; અઠાણું બોલ; કલ્યાણ મંદીર; છ આરાનાં બોલ; મોટો બાસઠીયો; અધ્યયનો; સઝાયો વિગેરેથી ભરપુર કિ. ૧–૮–૦,

વહુને શિખામણ. રૂા. ૧–૦–૦; સુખમય જીંદગી. ૧–૦–૦; વૈરાગ્યસતક ઉતરાર્ધ. કિ. ર–૮–૦; વૈરાગ્યસતક પુર્વાર્ધ રૂા. ર–૮–૦; સુવર્ણપુરનાં રાજકુમારો રૂા. ર–૦–૦; તત્ત્વ સંગ્રહ. ૦–૬–૦; ખોડાજી કાવ્યમાળા. ૦–૧ર–૦; મધુબિંદુ સંસાર. ૦–૪–૦; જૈન પ્રશ્નોત્તર. ૦–૩–૦; લવજીસ્વામી જીવન ચરીત્ર. ૧–૦–૦; સ્વર્ગ જયંતી રૂા. ૧–૮–૦; રત્નપ્રભા કનકશ્રી રૂા. ૧–૮–૦; માર્ગાનુસારીનાં બોલ રૂા. ૦–૧–૦; વિનય વીનોદ ભા. ૩, રૂા. ૦–૮–૦; વિનયબોધ સંગ્રહ રૂા. ૦–૧ર–૦; સુભાશિત રત્નમાળા ૦–૩–૦; હેમવન્ત ૦–૩–૦; સુહાસીની ૦–૩–૦; ઇંદુમતી ૦–૩–૦ વિગેરે પુસ્તકો મળશે.

લખો,

**મંગળજી હરજીવન ચિતલીઆ.**

જૈન બુકસેલર **માંગરોળ** (કાઠીયાવાડ).



## —અગાઉથી આશ્રય આપનારાઓ નાં—
## મુબારક નામો.

### માંગરોળ.

પ્રત.

૫ શા. જેચંદ હરજીવન બાબુ

૨૫ શા. મણીલાલ અંદરજી

૨૦ શા. હીરાચંદ સુંદરજી હોદા

૧૧ શા. જેઠાલાલ રામજી

૨ શા વરજીવન લીલાધર

૨ શા. હેમચંદ કલ્યાણજી

૧ શા. પ્રાણજીવન નેમચંદ

૧ શા. લીલાધર લાલજી

૧ શા. જગમોહન મોતીચંદ

૧ શા. ગુલાબચંદ લીલાધર

૧ સુ. ભીખા ધરમશી

૧ શા. નરોતમ દેવચંદ

૨ શા. ખુશાલ માણેકચંદ

૧ શા. જમનાદાસ માધવજી

### પાલણપુર.

પ્રત.

૨૫ યોગનિષ્ટ મુનિમહારાજશ્રી
ત્રીલોકચંદ્રજી માર્ફત.

### જોડીઆ.

૧૦ શા. દયાળજી જીવરાજ

### મંચાકોસ.

૧૦ શા. ઓધવજી પરસોતમ

### જુનાગઢ.

૫) રા. રા. રાવસાહેબ,
ઠાકરશી મકનજીભાઈ.

૧ રા. રા. માનસંગ મંગળજી

૧ રા. રા. જેઠાલાલ પ્રાગજી

### લાલપુર.

૧ શા. લાલજી કાળીદાસ

૧ શા. પ્રાણજીવન ડાહ્યાભાઈ

## વેરાવળ.

પ્રત.

૫ શા. મકનજી સોમચંદ

૩ રા. રા. પોપટલાલ ભીમજી

## સીપો.

૧ શા. ત્રીભોવન પરસોતમ

૧ શા. મોહનલાલ મેઘજી

૧ શા. ખીમચંદ હીરાચંદ

૧ શા. કાનજી જેઠાભાઈ

૧ શા. પ્રેમચંદ આંબા

૧ પટેલ શીવલાલ રામાભાઈ

૧ શા. કેશવલાલ કાળીદાસ

૧ પટેલ પ્રભુભાઈ રતનજી

## મેંદરડા.

પ્રત.

૧ શા. દેવચંદ હરજીવન

૧ સ્થા. શ્રીસંઘ હા. હીરાણી.

---

૧ શા. મુળજી રાઘવજી–**એડન.**

૧ પુનાંતર ત્રીકમજી દેવચંદ–**જામનગર**

૧ શા. વનીચંદ ગુલાબચંદ–**વવાણીયા**

૧ શા. અમૃતલાલ લાલચંદ–**મનમાડ.**

૧ શા. માવજી ઝવેરચંદ–**સડપહડ.**

૨ શા. અમીલાલ જીવણભાઈ-**પોરબંદર**

૧ શા. કપુરચંદ ગોવરધન–**ઉપલેટા.**



# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૨ | ૧૧ | જમથી | જન્મથી. |
| ૭ | ૧૭ | આકર્યંણુ | આકર્ષંણુ. |
| ૯ | ૧૧ | આગ્રાહ્ય | અગ્રાહ્ય. |
| ૯ | ૧૩ | અને | અનેક. |
| ૧૨ | ૫ | વાસ | વાત. |
| ૧૭ | ૨૨ | સંતોષ | સંતોષવા. |
| ૩૨ | ૧૧ | તેતું | તેનું. |
| ૪૪ | ૨૨ | તત્વ | સત્વ. |
| ૯૮ | ૭ | વાર્તાલાય | વાર્તાલાપ. |
| ૧૦૧ | ૧૪ | ઘટટાર | ઘટાદાર. |
| ૧૧૧ | ૧૨ | અકર્ષાઈ | આકર્ષાઈ. |
| ૧૭૪ | ૧૨ | વિતીપાત | વિનીપાત. |

# મંગળજી હરજીવન ચીતલીઆ કૃત પુસ્તકો.

| | | |
|---|---|---|
| * સત્યપ્રકાસ ભા. ૧ લો. .... .... | કિં. | ૦-૮-૦ |
| * સત્યપ્રકાસ ભા. ૨ જો. .... .... | ,, | ૦-૮-૦ |
| રાગદ્વેસનું સ્વરૂપ. .... .... .... | ,, | ૦-૩-૦ |
| વ્હેમનો વિનાશ અને સત્યનો ઉદય ભા. ૧ લો. .... .... .... | ,, | ૧-૦-૦ |
| વ્હેમનો વિનાશ અને સત્યનો ઉદય ભા. ૨ જો. .... .... .... | ,, | ૧-૦-૦ |
| * મનોહરમાળા. .... ... .... | ,, | અમુલ્ય ભેટ. |
| સામાયિકસૂત્ર અર્થ સંવાદો સહીત. .... | ,, | ૦-૧-૦ |

આવૃતી ૧ લી પ્રત ૧૦૦૦.
આવૃતી ૨ જી પ્રત ૨૦૦૦.
આવૃતી ૩ જી પ્રત ૨૦૦૦.
આવૃતી ૪ થી પ્રત ૨૦૦૦.

| | | |
|---|---|---|
| પ્રતિક્રમણસૂત્ર અર્થ સંવાદો સહીત. .... | ,, | ૦-૬-૦ |

આવૃતી ૧ લી પ્રત ૧૦૦૦.
આવૃતી ૨ જી પ્રત ૧૦૦૦.
આવૃતી ૩ જી પ્રત ૨૦૦૦.
આવૃતી ૪ થી પ્રત ૨૦૦૦.

---

* આ નિશાનીવાળા પુસ્તકો સિલીકમાં નથી.